# પુસ્તકાલય.

( [illegible] )

લેખક
કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.
બી. એ. એલ એલ. બી.
અમદાવાદ.

પ્રકાશક.
સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.
ગાંધીરોડ-અમદાવાદ.

કી. ૦-૮-૦

# પુસ્તકાલય.

( લાઈબ્રેરીને લગતા વિષયો ઉપર ચર્ચા તથા સૂચનાઓ. )

લેખક

કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.

બી. એ. એલ એલ. બી.

અમદાવાદ.

પ્રકાશક.

સાકરલાલ બુલાખીદાસ બુકસેલર,

રીચીરોડ-અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦ ઈ. સ ૧૯૧૬

ડાહ્યાભાઇ ચકરાભાઈ ગાંધીએ છાપ્યું.
શ્રી સત્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ, ખાડીઆ-અમદાવાદ.

# અર્પણ પત્રિકા.

વૃદ્ધવયે પણ, સ્વાર્થવિના અને નિડરતાથી, ગુજરાતના જાહેર જીવનના પ્રદીપને સતત ઉદ્યમથી સંકોરીને પ્રકાશમાન કરનાર, સમસ્ત પ્રાંતને વિધવિધ દેશસેવા તરફ દોરનાર, ગૂર્જર ગ્રૅજ્યુએટોના પિતારૂપ, લોકમાન્ય સ્વર્ગસ્થ પૂજ્ય દિવાન બહાદૂર **અંબાલાલ સાકરલાલ દેસાઈના** પૂણ્ય નામને આ પુસ્તક સમર્પણ કરૂં છું.

કેશવપ્રસાદ

# પ્રસ્તાવના.



યુરોપખંડ તથા અમેરિકાખંડ ઘણા ઘણા વિષયોમાં અત્યારે સુધારા તરફ ઉતાવળે ધસારો કરી રહ્યાં છે; પરંતુ કમભાગ્ય છે હિંદુસ્થાનના કે આ દેશોના દાખલા આંખો આગળ છે તે છતાંએ; આપણે બધાં ઘણા વિષયોમાં બહુજ પાછળ પડી ગયા છીએ. ત્રીસ:ત્રીસ સૈકા થઇ ગયાં છતાંએ હિંદુસ્થાનનો ઝળકતો ભૂતકાળનો સમય અત્યારે પાશ્ચાત્ય પ્રજાને પણ અજાયબીમાં ગરકાવ કરી દે છે. હિંદુસ્થાનની હાલની પ્રજાપણ બુદ્ધિશાળી છે તેમાં કોઇ પણ સંદેહ આણી શકે તેમ નથી. આમ હોવાથી જો આગળ વધવાના ખરા માર્ગ તરફ વિચારીને યોગ્ય પગલાં લેવામાં આવે તો પૃથ્વી ઉપરની કોઇ પણ સુધરેલી પ્રજા જોડે તે સ્પર્ધા કરી શકે તેમ છે. હવે ભવિષ્ય ઉજળું લાગે છે. ઘણા સમયથી લોકોમાં ભરાઇ રહેલો પ્રમાદ હવે દૂર થવા લાગ્યો છે; અને પાશ્ચાત્ય પ્રજાઓનાં સંસર્ગથી એક નવીન જાગૃતિ સર્વત્ર વ્યાવી રહી છે.

લાયબ્રેરી સંબંધના આપણા વિચારો ઘણા સાંકડા છે. ઘણા કેળવાયલા મનુષ્યોના મનમાં પણ તેમના ઉપયોગીપણાનો બરોબર ખ્યાલ નથી. ઘણાં પ્રાચીન સમયમાંતો આપણું ઘણું ખરૂં સાહિત્ય કંઠસ્થજ હતું, અને સૈકાઓ સુધી તેમજ ચાલ્યું; પુસ્તકો લખાયા ત્યાર પછી પણ તેમના સંગ્રહ ઘણે લાંબે વખતે થયા. આ સંગ્રહ અથવા ભંડારમાં વર્ગણીવાર ગોઠવણી જેવું કાંઇ હતું જ નહિ. વળી તે સામાન્ય મનુષ્યોને

માટે તો હતાં જ નહિ, આ રીતે જેમ આપણા દેશની બીજી કેટલીક શાખાઓમાં થયું છે તેમ આ જ્ઞાનની શાખામાં પણ થયું. સરસ્વતી દેવીની મૂર્તિ પૂજાવા લાગી. તેના વાહન તરીકે મોરને પવિત્ર માનવા માંડયો, અને તે કારણે તેની પણ પૂજા થવા માંડી. દિવાળી ને દિવસે શારદાપૂજનનો પ્રસંગ પણ રાખવામાં આવ્યો. પણ આં સર્વેના મુખ્ય ઉદ્દેશરૂપ જે જ્ઞાન મેળવવાનું અને તેનો પ્રસાર કરવાનું, તેજ ભૂલી જવામાં આવ્યું. આ રીતે, તેમ બીજા અનેક કારણોને લીધે આપણો એક વખતનો, જ્ઞાનની પરિસિમાએ પહોંચેલો ભરતખંડ ધીમે ધીમે અજ્ઞાન સાગરમાં ડૂબ્યો. હવે જ્યારે આ અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરવા માટે અને જ્ઞાનનો પ્રકાશ આણવા તરફ બધાની વૃત્તિ થઇ છે, ત્યારે કેળવાયલા લોકોની ફરજ છે કે, જ્ઞાન પ્રસરાવવાના જે જે રસ્તા હોય તે બધાની તપાસ કરી જ્ઞાનના પ્રસાર માટે અનેક ઉપાયો યોજવા જોઇએ. આ માટે તેઓએ યુરોપ અને અમેરિકામાં પ્રવાસ કરી, ત્યાંની છેલી ઢબની પુસ્તકશાળાઓ જોઇ, તેમાં સુધારા-વધારા કરી આપણા દેશને યોગ્ય તે કરીને બધે દાખલ કરી દેવી જોઇએ.

"લોકસંઘની—**સામાન્ય પ્રજાવર્ગની યુનિવરસીટી તે પુસ્તકશાળા** છે." એટલે કે સાધારણ રીતે જ્ઞાન પ્રાપ્તિ માટે યુનિવરસીટીમાં અભ્યાસ કરવા જવું પડે છે. પરંતુ લોકોનો મોટો ભાગ, આ દેશમાં તો ખાસ કરીને, યુનિવરસીટી સુધીનો અભ્યાસ કરી શકતો નથી. પરંતુ જો સારી પુસ્તકશાળા હોય, તો સામાન્ય પ્રજાવર્ગ તેનો લાભ લઇ

જ્ઞાન પ્રાપ્ત કરી શકે; અને જો ખંતથી વંચાય તો અવશ્ય યુનિવરસીટી જેટલું જ્ઞાન મેળવી શકાય જ. આ કારણથી ઉપર લખેલું સૂત્ર "લોક સંબંધની-સામાન્ય પ્રજા વર્ગની યુનીવરસીટી તે પુસ્તક શાળા છે" તે સર્વથા સત્ય છે.

પશ્ચિમ તરફના દેશો કરતા આપણી સ્થિતિ તથા આચાર વિચારો જુદાં છે. આપણે ત્યાં રાજકર્તાની તથા લોકોની ભાષા ભિન્ન ભિન્ન છે. આપણે ત્યાં કેળવણીનો પ્રચાર ઓછો છે; તથા આપણામાં હોજલ પડદાના વિગેરે કેટલાએક ખાસ રીત રીવાજો છે, આ બધી વાતો ધ્યાનમાં લઇને આપણાં પુસ્તકાલયોની રચના તથા વ્યવસ્થા થવી જોઇયે. સ્ત્રીઓ માટે બની શકે તો જુદા જુદા લત્તાઓમાં ખાસ પુસ્તકાલયોની વ્યવસ્થા થવી જોઇયે. તેમાં ફક્ત સ્ત્રી ઉપયોગીજ નહિ, પણ સામાન્ય જ્ઞાનનાં પુસ્તકો પણ રાખવાં જોઇયે. વળી યુરોપ અમેરીકામાં તો લાઇબ્રેરીયન તરીખે સાધારણ રીતે સ્ત્રીઓજ હોય છે. પરંતુ આપણા દેશમાં તેમ બનવું અશક્ય છે. છતાંયે સ્ત્રીઓ માટેના ખાસ પુસ્તકાલયમાં તો સ્ત્રીઓનેજ લાઇબ્રેરીયન તરિખે રાખવી જોઇયે. આ સ્ત્રીઓ તે લત્તાની જાણીતી, તથા નિરભિમાની અને મિલનસાર સ્વભાવની હોય તો ઘણોજ લાભ થઇ શકે.

આ સંબંધી વિચાર કરતાં, આપણા ગુજરાતની પરીસ્થિતિ ઉપરથી એકવાત સ્ફુરી આવે છે. આપણામાં જુદી જુદી નાતો ઘણી છે, અને ઘણી ખરી નાતોમાં ઉન્નતિ માટે યત્ન થઇ રહ્યા છે; તો આ યત્ન કરનારાઓને વિનં-

તિ કરવાની કે જો તેઓ લાઇબ્રેરીનું અને ખાસ કરીને સ્ત્રીઓમાટે ફરતી લાઇબ્રેરીનું—એટલે કે ઘેર બેઠાં તેમને સારૂં વાંચનઆપવાનું—કામ ઉપાડો લે તો તેથી ઘણોજ લાભ થઇ શકે. વળી જુદી જુદી નાતોનાં મંડળો ઘણા ગામોમાં છે. તો દરેક ગામના મંડળો એકઠા થઇને ફરતી લાઇબ્રેરીનો ફક્ત એક એકજ સૅટ લે, અને તે સૅટ એક બીજાને વપરાશ માટે આપે તો ઘણોજ લાભ થાય.

નાતોનાં પુસ્તકાલયની વ્યવસ્થા ઘણુ ખરૂં તો નાતોની વાડીયોમાંજ કરવી સુગમ થઇ પડે. નાતોની વાડીયો મુખ્ય ત્વે નાતોનાં જમણવાર વખતે કે પંચની સભાઓ પ્રસંગે ઉપયોગમાં આવે છે. આવા પ્રસંગો બહુ બહુતો બાર મહિને બે ડઝન આવે છે. બાકીનો વખત આ વિશાળ વાડીયો હઝીરા જેવી પડી રહે તે કરતાં આવાં કોઇ કેળવણી પ્રસારનાં કાર્યમાં વપરાય તો તેથી ઘણોજ લાભ થાય, અને ઉપયોગી સંસ્થાઓની એક અગવડ દૂર થાય.

વળી આપણામાં મંદિરો પણ ઘણાં હોય છે અને તે વિશાળ પણ હોય છે તો તે સ્થળોએ પણ ધર્મનાં અથવા તત્વજ્ઞાનના પુસ્તકો રાખી, ભક્તજનોમાં તે વંચાય તેવી વ્યવસ્થા કરવામાં આવે તો મંદિરોના ઉદ્દેશ વધારે સારી રીતે પાર પડે.

લાઇબ્રેરીના ઉપયોગનો સઘળો આધાર લોકોમાં પ્રસરેલા પ્રાથમિક શિક્ષણ ઉપર છે. પુસ્તકાલયમાં કાંઇ વાંચતાં શીખાય નહિ, ત્યાંતો વાંચતાં આવડતું હોય તો પછી આગળ

જ્ઞાન વધારી શકાય. માટે લોકોને વાંચતાં આવડે તે વાત પ્રથમ અગત્યની છે. વડોદરા રાજ્યમાં પ્રાથમિક શિક્ષણ ફરજીયાત છે, તેથીજ ત્યાં પુસ્તકશાળાનો લાભ વિશેષ લેવાય છે. તે માટે આપણે પણ પ્રાથમિક શિક્ષણ વધારે ને વધારે ફેલાય તેવા ઉપાય કરવાના છે. તે માટેનો સર્વોત્તમ રસ્તો તો પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત થાય તે છે. પરંતુ જ્યાં સુધી તેમ થાય નહિ ત્યાં સૂધી ફક્ત સરકારનો દોષ કાઢીનેજ બેસી રહેવું તે યોગ્ય નથી, ખાનગી સાહસથી પણ ઘણું કામ થઇ શકે તેમ છે અને તે માટે આપણા નેતાઓએ ખાસ પ્રયત્ન કરવા જોઇયે.

આપણું ભારતવર્ષ અનેક ધર્મની ભૂમિ તરીકે પ્રખ્યાત છે. વળી જ્ઞાનમાર્ગ એ ધર્મનું મુખ્ય અંગ પણ લેખાય છે. તો કાંતો આ અંગને નવીન સ્વરૂપ આપો, અથવા તો નવો જ્ઞાન ધર્મજ સ્થાપો અને તેમાં પુસ્તકાલયને મુખ્ય મંદિર બનાવો તેમજ મંદિરોમાં પુસ્તક શાળાઓ સ્થાપો. અને ઉત્સાહથી ચોતરફ જ્ઞાનનો ફેલાવો કરો. આ ધર્મ કાર્યમાં આ લઘુ પુસ્તકનો કાંઇક ઉપયોગ થશે તો લેખક કૃતાર્થ થશે.

**કેશવપ્રસાદ.**



# અનુક્રમણિકા.

# વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને સેન્ટ્રલ લાઇબ્રેરી ડિપાર્ટમેન્ટ તરફથી મળતો લાભ.

(૧) ચાર હજાર અને તેથી ઓછી વસ્તીવાળા ગામના પુસ્તકાલયના નિભાવ માટે રૂ ૫૦ ) સુધીની લોક મદદ પર તેટલી જ સરકાર મદદ તથા બીજી તેટલી જ પંચાયત મદદ દર સાલ આપવામાં આવે છે.

(૨) ચાર હજારથી વધારે વસ્તીવાળા કસ્બા પુસ્તકાલયના નિભાવ માટે રૂ ૩૦૦) સુધીની લોક મદદ પર તેટલી જ સરકાર મદદ તથા બીજી તેટલી જ પંચાયત મદદ અને મહેસાણા, નવસારી તથા અમરેલી પ્રાંત પુસ્તકાલયોને રૂ ૭૦૦ સુધીની લોક મદદ પર તેથી બમણી સરકાર તથા પંચાયત મદદની રકમ દરસાલ અપાય છે.

(૩) કોઇ પણ ગામે પુસ્તકાલય સ્થાપવા માટે રૂ ૨૫) સેન્ટ્રલ લાઇબ્રેરી ડિપાર્ટમેન્ટ તરફ મોકલી આપેથી તેમાં રૂ ૭૫) સરકાર મદદના ઉમેરી એકંદર રૂ ૧૦૦) નાં ગુજરાતી ભાષાનાં પસંદ કરેલાં ઉત્તમ પુસ્તકો ફક્ત એક વખત મોકલાવી આપવામાં આવે છે.

(૪) જે ગામે પુસ્તકાલયનો ઉપયોગ સંતોષકારક થતો હોય તે ગામે પુસ્તકાલયનું મકાન બંધાવવાને તે માટે જોઇતી રકમની ⅓ લોક મદદની રકમ ગામ લોકો આપવા તૈયાર હોય તો બાકીની ⅔ રકમ સરકાર તથા પંચાયત મદદની મળીને આપવામાં આવે છે.

(૫) માગણી આવેથી રાજ્યના હરકોઇ ગામમાં ફરતા પુસ્તકાલયની પેટી ગામના નજીકના રેલ્વે સ્ટેશને સરકાર ખરચે મોકલી આપવામાં આવે છે. અને સદરહુ પેટી સેન્ટ્રલ લાઇબ્રેરીમાં સરકાર ખરચે જ પરત મોકલી શકાય છે.



# સેન્ટ્રલ લાઈબ્રેરી ડિપાર્ટમેન્ટ.

## ફરતા પુસ્તકાલયના નિયમો.

૧. વડોદરા રાજ્યની શાળાના હેડમાસ્તર, સાર્વજનિક પુસ્તકાલયના સેક્રેટરી અથવા કોઇ પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ તરફ માગણી આવેથી ફરતું પુસ્તકાલય મોકલવામાં આવશે.

૨. શાળામાસ્તર કે પુસ્તકાલયનો સેક્રેટરી જેમના ઉપર વિશ્વાસ મૂકે તેમને, જે કોઇ પુસ્તકમાં છાપેલી કિંમત જેટલી રકમ ડિપૉઝિટ આપે તેમને અથવા ગામના પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થની લેખી જામિનગિરી લાવે તેવા હરકોઇ સ્ત્રીપુરૂષને વગર લવાજમે પુસ્તકો વાંચવા આપી શકશે.

૩. જેમને પુસ્તકો પ્રથમ વાંચવા આપવામાં આવે તેમની સહીસાથેની કબુલત છાપેલાં ફૉર્મમાં કરાવી લેવી જોઇએ, તે સઘળા ગૃહસ્થો ફરતા પુસ્તકાલયના વાચકો ગણાશે.

૪. પુસ્તકો વાંચવા આપવાનો તથા પાછાં લેવાનો વખત દર અઠવાડીએ ઓછામાં ઓછા છ કલાક રહેશે અને તે દરરોજ એક કલાક વા દર ત્રીજે દિવસે બે કલાક એ પ્રમાણે જે તે સ્થળે કામ કરનાર પોતાની તેમજ લોકોની અનુકૂળતા લક્ષમાં લઇ મુકરર કરશે અને તેની ખબર જાહેરખબરથી સર્વને આપશે.

૫. એકી વખતે એકજ પુસ્તક વાંચવા માટે મળી શકશે.

૬. એક પુસ્તક દશ દિવસ સુધી વાંચવા રાખી શકાશે અને

બીજા કોઇની તે પુસ્તકને માટે માગણી નહીં હશે તો બીજા દશ દિવસ સેક્રેટરી આપી શકશે.

૭. "ફરતા પુસ્તકાલય" માં મુકેલી ઇસ્યૂબુકમાં સહી કર્યા શિવાય વાંચવા માટે પુસ્તક મળી શકશે નહીં.

૮. **વાંચવા આપવામાં આવેલાં પુસ્તકોની જોખમદારી પુસ્તકાલયનું કામ કરનારને શીર રહેશે.**

૯. પુસ્તકમાં કંઇપણ લખવાની વા ચિન્હ કરવાની સખ્ત મનાઈ છે.

૧૦. પુસ્તકને નુકસાન કર્યા બદલ સેક્રેટરી વા સ્કૂલમાસ્તર ઠરાવે તેટલી કિંમત વાંચનારે તુરત આપવી પડશે.

૧૧. "ફરતું પુસ્તકાલય" દરેક સ્થળે વધારેમાં વધારે ત્રણ માસ રહેશે. **માટે ત્રીજા માસના છેલ્લા અઠવાડિયામાં વા સેક્રેટરી મંગાવે ત્યારે તુર્તજ દરેક સભાસદે પુસ્તકો પાછાં આપવાં જોઇએ.**

૧૨. ફરતા પુસ્તકાલયમાં આવેલાં પુસ્તકો સંબંધે, બીજી વખત કેવા પ્રકારનાં પુસ્તકો વાંચવાં જોઇએ તે સંબંધે, ફરતા પુસ્તકાલયનો ગામમાં સારો ઉપયોગ થઇ શકે તે માટે કેવા ઉપાયો યોજવા તે સંબંધે, વા પુસ્તકાલયના એવા કોઇ કામ સંબંધે ફરતા પુસ્તકાલયની પેટીમાં આવેલી સૂચનાબુકમાં સૂચનાઓ કરવા દરેક ગૃહસ્થને છૂટ છે.

વડોદરા.
તા. ૩૦-૧૧-૧૫

J. S. KUDALKAR.
ક્યુરેટર ઑફ સ્ટેટ લાઇબ્રેરીઝ,
વડોદરા રાજ્ય.

# વડોદરા રાજ્યનાં કસબા પુસ્તકાલયોને વાસ્તે વર્ગીકરણની પદ્ધતિ.

**अ** સર્વ સાધારણ.

आ સર્વ સાધારણ સંગ્રહ.

इ. સર્વ સાધરણ જ્ઞાનચક્રો.

ई. બાંધેલાં માસિકો.

उ. સંસ્થાઓના રિપોર્ટો.

ऊ સરકારી રિપોર્ટો, કાગળપત્રો વગેરે.

ए મરાઠી.

ऐ હિંદી.

औ સંસ્કૃત.

अं છોકરાઓનું સાહિત્ય.

अः સ્ત્રીઓનું સાહિત્ય.

**क**–તત્વજ્ઞાન અને ધર્મ.

क. તત્વજ્ઞાન.

ख. માનસશાસ્ત્ર.

ग. નીતિ.

घ. ધર્મ.

ङ. હિંદુધર્મ.

**च**–વિજ્ઞાન.

च. ગણિત અને જ્યોતિષ્.

छ. આધિભૌતિક.

ज. નૈસર્ગિક વિજ્ઞાનશાસ્ત્ર.

झ. માનવજાતિશાસ્ત્ર.

ञ. વૈદ્યક.

**ट**–સામાજિક શાસ્ત્ર.

ट. સમાજ શાસ્ત્ર (સાધારણ).

ठ. રાજ્ય પદ્ધતિ અને કાયદા.

ड. રાજ્યનીતિશાસ્ત્ર.

ढ. શિક્ષણ.

ण. અર્થશાસ્ત્ર.

**त**–કલાઓ.

त. ઉપયુક્ત કલા.

थ. ફોજ અને આરમાર.

द. ક્રીડા અને વિનોદ.

ध. લલિત કલા.

न. ... ... ...

प–व સાહિત્ય.

प. ભાષાશાસ્ત્ર (વ્યાકરણ વ્યુત્પત્તિ લેખો છંદઃ શાસ્ત્ર વગેરે).

फ. અલંકારશાસ્ત્ર.

ब. કાવ્ય; ધાર્મિક અને આધ્યાત્મિક.

भ કાવ્ય. (Secular poetry)

म. નાટ્ય.

य. નવલકથા.

र. કાવ્ય નાટક અને નવલકથાથી ભિન્ન ગદ્ય સાહિત્ય. (નિબંધો, ગુણદોષ વિવેચન વિગેરે)

ल. ગુજરાતી શિવાયના સાહિત્યનાં ખાસ મૂળ સાથે ભાષાંતરો.

व. (જરૂર પડે તો વાપરવાનો)

श–ઇતિહાસ પ્રવાસ ભૂગોળ જીવન ચરિત્ર વગેરે.

श. સર્વ સાધારણ ઇતિહાસ.

ष. પૌરસ્ત્ય ઇતિહાસ.

स. ભારતીય ઇતિહાસ.

ह. પાશ્ચાત્ય ઇતિહાસ.

ळ. ભૂગોળ, સ્થળ વર્ણન, પ્રવાસ.

क्ष. ચરિત્ર સંગ્રહ.

ज्ञ. ચરિત્ર.

## ગ્રામ પુસ્તકાલયો માટેની વર્ગીકરણ પદ્ધતિ.

अ—સર્વ સાધારણ.
ई—બાંધેલાં માસિકો.
क—તત્વજ્ઞાન અને ધર્મ.
ग—નીતિ.
च—વિજ્ઞાન.
ट—સમાજશાસ્ત્ર.
त - કલાઓ.
प—સાહિત્ય.
व—કાવ્ય.
म—નાટક.
य—નવલકથા.
श—ઇતિહાસ, ભૂગોળ, પ્રવાસ.
ज्ञ—ચરિત્રો.

## વડોદરા રાજ્યનાં ફરતાં પુસ્તકાલયો સંબંધી વિગત.

| | ૧૯૧૧–૧૨ | ૧૯૧૨–૧૩ | ૧૯૧૩–૧૪ | ૧૯૧૪–૧૫ | *૧૯૧૫–૧૬ |
|---|---|---|---|---|---|
| फरतां पुस्तकालयोनी संख्या. | ૯૦ | ૨૧૮ | ૨૯૭ | ૩૫૪ | ૨૪૮ |
| लाभलेनार स्थळनी संख्या. | ૬૯ | ૧૦૭ | ૨૦૯ | ૩૦૨ | ૩૪૫ |
| कुल पुस्तको. | ૨૪૦૦ | ૪૪૨૨ | ૭૬૭૧ | ૯૮૨૨ | ૧૧૫૦૦ |
| वंचायलां पुस्तकानी संख्या. | ૬૮૫૧ | ૧૪૧૬૫ | ૧૩૦૫૯ | ૧૫૩૦૩ | ૮૬૭૦ |
| वाचकनी संख्या. | ૨૫૯૪ | ૬૨૫૦ | ૬૧૩૨ | ૭૫૫૬ | ૩૬૩૦ |

* ફક્ત ૬ માસ કામ ચાલ્યું છે.

# વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોની સંખ્યા.

## ( સને ૧૯૧૫-૧૬ આખરની. )

## વડોદરા પ્રાંત.

| અનુક્રમ નંબર. | તાલુકાનું નામ. | પુસ્તકાલયની સંખ્યા. | | રિમાર્ક. |
|---|---|---|---|---|
| | | કસ્બા પુસ્તકાલય. | ગ્રામ પુસ્તકાલય. | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧ | પેટલાદ. | ૭ | ૩૦ | |
| ૨ | ભાદરણ. | ૧ | ૨૪ | |
| ૩ | વડોદરા. | ૦ | ૨૧ | |
| ૪ | પાદરા. | ૧ | ૩૩ | |
| ૫ | કરજણ. | ૧ | ૨૧ | |
| ૬ | ડભોઇ. | ૧ | ૧૬ | |
| ૭ | શિનોર. | ૧ | ૧૯ | |
| ૮ | સાવલી. | ૧ | ૧૩ | |
| ૯ | વાઘોડીઆ. | ૧ | ૧ | |
| ૧૦ | સંખેડા. | ૨ | ૭ | |
| ૧૧ | તીલકવાડા. | ૧ | ૦ | |
| | | ૧૭ | ૧૮૫ | |

# કડી પ્રાંત.

| | | | |
|---|---|---|---|
| ૧૨ | દહેગામ. | ૧ | ૧૧ |
| ૧૩ | આતરસુંબા. | ૧ | ૩ |
| ૧૪ | કડી. | ૧ | ૧૩ |
| ૧૫ | કલોલ. | ૧ | ૨૩ |
| ૧૬ | વિજાપુર. | ૨ | ૧૮ |
| ૧૭ | વિશનગર. | ૧ | ૧૩ |
| ૧૮ | મહેસાણા. | ૧ | ૧૪ |
| ૧૯ | સિદ્ધપુર. | ૧ | ૧૦ |
| ૨૦ | ખેરાળુ. | ૨ | ૬ |
| ૨૧ | પાટણ. | ૧ | ૭ |
| ૨૨ | ચાણસ્મા. | ૧ | ૧૦ |
| ૨૩ | હારીજ. | ૦ | ૨ |
| | | ૧૩ | ૧૩૦ |

# નવસારી પ્રાંત.

| | | | |
|---|---|---|---|
| ૨૪ | નવસારી. | ૧ | ૧૮ |
| ૨૫ | ગણુદેવી. | ૨ | ૫ |
| ૨૬ | પલસાણા. | ૧ | ૧૦ |
| ૨૭ | કામરેજ. | ૧ | ૨૦ |
| ૨૮ | મહુવા. | ૦ | ૫ |
| ૨૯ | વેળાછા. | ૦ | ૫ |
| ૩૦ | સોનગઢ. | ૧ | ૦ |
| ૩૧ | વ્યારા. | ૧ | ૦ |
| ૩૨ | વાકળ. | ૦ | ૧ |
| | | ૭ | ૬૪ |

# અમરેલી પ્રાંત.

| | | | |
|---|---|---|---|
| ૩૩ | અમરેલી. | ૧ | ૧૮ |
| ૩૪ | ધારી. | ૧ | ૧૫ |
| ૩૫ | દામનગર. | ૧ | ૪ |
| ૩૬ | ખાંભા. | ૦ | ૩ |
| ૩૭ | કોડીનાર. | ૧ | ૨ |
| ૩૮ | ઓખામંડળ. | ૧ | ૧ |
| ૩૯ | રતનપુર. | ૦ | ૬ |
| ૪૦ | ભીમકટ્ટા. | ૦ | ૧ |
| | | ૫ | ૫૦ |
| | કુલ. | ૪૨ | ૪૨૯ |

# વડોદરા રાજયનાં મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયો.

## વડોદરા પ્રાંતઃ

| નંબર. | નામ. | મકાનની કિંમત રૂા. |
|---|---|---|
| ૧ | બાંધણી | ૨૫૯૫ ) |
| ૨ | ગાડા | ૩૦૦૦ ) |
| ૩ | ડભોઉ | ૨૨૫૦ ) |
| ૪ | ચાંગા | ૪૨૦૦ ) |
| ૫ | વાલવોડ | ૨૪૦૦ ) |
| ૬ | સાધી | ૩૦૦૦ ) |
| ૭ | ગણુપતપુરા | ૧૦૦૦ ) |

## કડી-પ્રાંત.

| | | |
|---|---|---|
| ૧ | નારદીપુર | ૨૩૨૮ ) |
| ૨ | વસાઇ | ૧૮૦૦ ) |
| ૩ | ચરાડા | ૧૮૦૦ ) |
| ૪ | કુકળવાડા | ૧૭૦૦ ) |
| ૫ | પીલવાઇ | ૨૧૦૦ ) |
| ૬ | બાલીસણા | ૧૫૦૩ ) |
| ૭ | ખેરવા | ૧૫૦૦ ) |
| ૮ | ભાન્ડુ | ૨૧૦૦ ) |

## નવસારી પ્રાંત.

| | | |
|---|---|---|
| ૧ | વેણછા | ૩૬૦૩ ) |
| ૨ | માંગરોળ | ૧૫૦૦ ) |
| ૩ | મહુવા | ૩૩૦૦ ) |
| ૪ | વેસ્મા | ૩૦૦૦ ) |

## અમરેલી પ્રાંત.

| | | |
|---|---|---|
| ૧ | ખાંભા | ૩૭૭૦ ) |

# વડોદરા રાજ્યનાં કસ્બા પુસ્તકાલયોનો સને

| અનુક્ર-મ નંબર. | પુસ્તકાલયના ગામનું નામ. | વસ્તી. | વર્ષ આખરે પુસ્તકોની સંખ્યા. | આખા વર્ષમાં વંચાયલાં પુસ્તકોની સંખ્યા. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧ | પેટલાદ. | ૧૪૮૬૩ | ૪૭૮૭ | ૭૩૫૪ |
| ૨ | સોજીત્રા. | ૯૩૧૫ | ૪૪૪૮ | ૩૯૭૪ |
| ૩ | વસો. | ૭૫૦૮ | ૪૭૭૯ | ૪૬૭૨ |
| ૪ | ધર્મજ. | ૪૭૯૪ | ૩૫૬૪ | ૫૫૭૯ |
| ૫ | નાર. | ૫૭૨૨ | ૨૯૧૬ | ૪૬૦૪ |
| ૬ | મહેળાવ. | ૪૫૫૧ | ૧૦૬૭ | ૫૭૧ |
| ૭ | પીજ. | ૪૫૭૫ | ૧૧૨૬ | ૧૭૬૬ |
| ૮ | ભાદરણ. | ૪૮૨૩ | ૩૭૮૫ | ૩૯૯૨ |
| ૯ | ડભોઇ. | ૯૧૧૭ | ૨૧૭૮ | ૭૧૧૭ |
| ૧૦ | સાવલી. | ૩૬૨૦ | ૩૪૪૪ | ૧૮૨૩ |
| ૧૧ | શિનોર. | ૫૬૩૬ | ૧૯૫૫ | ૬૩૫૧ |
| ૧૨ | કરજણ. | ૨૮૩૨ | ૯૯૩ | ૧૯૮૪ |
| ૧૩ | પાદરા. | ૭૮૫૩ | ૧૦૯૫ | ૩૧૩૨ |
| ૧૪ | તીલકવાડા. | ૧૭૪૪ | ૩૫૧ | ૪૫૪ |
| ૧૫ | સંખેડા. | ૪૯૪૬ | ૪૧૯ | ૨૫૧ |
| ૧૬ | બહાદરપુર. | ૩૪૯૪ | ૬૬૫ | ૫૫૯ |
| ૧૭ | વાઘોડીઆ. | ૨૧૧૯ | ૧૨૮૬ | ૧૦૨૧ |
| ૧૮ | મહેસાણા. | ૧૦૧૪૧ | ૧૮૦૫ | ૫૦૨૮ |
| ૧૯ | પાટણ. | ૨૮૩૩૯ | ૫૬૫૫ | ૭૭૭૧ |
| ૨૦ | કલોલ. | ૬૩૭૬ | ૨૦૬૨ | ૬૦૮૪ |
| ૨૧ | સિદ્ધપુર. | ૧૫૪૪૭ | ૧૪૩૭ | ૨૭૧૯ |

# ૧૯૧૫-૧૬ની સાલનો વાર્ષિક હેવાલ.

| વાંચકોની સંખ્યા. | મકાનની કીંમત. | વાર્ષિક ખર્ચ. | પુસ્તકાલયની મિલ્કતનો કુલ અંદાજ. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૬૦૦ | ૧૦૦૦૦ | ૯૦૦ | ૧૫૯૩૩ | |
| ૬૯૬ | ૭૦૦૫ | ૯૦૦ | ૧૨૧૫૦ | |
| ૬૭૮ | ૧૫૭૭૫ | ૯૦૭ | ૨૩૩૧૮ | |
| ૩૨૯ | ૧૫૦૦ | ૯૦૦ | ૪૮૨૨ | |
| ૪૮૪ | ૭૮૮૫ | ૯૦૦ | ૧૩૨૭૬ | |
| ૪૩૫ | ૭૦૫૦ | ૫૬૫ | ૯૮૬૪ | |
| ૩૯૩ | ૬૮૮૨ | ૪૩૧ | ૮૪૦૮ | |
| ૪૦૬ | ૧૨૦૦૦ | ૯૦૦ | ૧૬૮૩૨ | |
| ૪૫૪ | ૧૭૦૦૦ | ૯૦૦ | ૨૨૪૯૩ | |
| ૮૫૬ | ૫૦૦૦ | ૯૦૦ | ૪૮૫૬ | |
| ૮૦૬ | ૭૫૦૦ | ૯૦૦ | ૧૦૪૯૩ | |
| ૨૮૯ | ૫૮૪૨ | ૯૦૦ | ૭૬૨૧ | |
| ૪૯૫ | ૬૦૦૦ | ૪૨૫ | ૮૨૫૦ | |
| ૨૧૧ | ૩૦૦૦ | ૫૩૫ | ૩૬૪૮ | |
| ૧૪૫ | ભાડાનું છે, | ૩૦૦ | ૫૩૧ | મકાન માટે |
| ૨૪૬ | ૦ | ૩૦૦ | ૬૦૦ | રૂ. ૩૦૦૦) |
| ૧૯૩ | ૧૨૦૦૦ | ૮૪૩ | ૧૩૮૩૦ | એકઠા થયા |
| ૨૫૪ | ૭૮૭૦ | ૧૧૫૩ | ૧૪૪૮૦ | છે. |
| ૩૬૩ | ૨૫૦૦૦ | ૯૮૮ | ૪૧૦૦૦ | |
| ૪૬૧ | ૫૪૮૪ | ૮૧૦ | ૮૩૨૩ | |
| ૨૯૧ | ૧૨૦૦૦ | ૬૭૩ | ૬૭૭૧ | મકાનબંધાય છે |

# વડોદરા રાજ્યનાં કસ્બા પુસ્તકાલયોનો સને

| અનુક્રમ નંબર. | પુસ્તકાલયના ગામનું નામ. | વસ્તી. | વર્ષ આખરે પુસ્તકોની સંખ્યા. | આખા વર્ષમાં વંચાયલાં પુસ્તકોની સંખ્યા. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૨૨ | વડનગર. | ૧૧૨૨૮ | ૨૫૦૮ | ૫૦૧૭ |
| ૨૩ | વિશનગર. | ૧૪૧૩૭ | ૨૯૭૬ | ૩૯૬૭ |
| ૨૪ | વિજાપુર. | ૬૪૦૮ | ૨૨૨૭ | ૪૩૮૭ |
| ૨૫ | લાડોલ. | ૫૪૨૯ | ૧૯૦૮ | ૧૧૦૬ |
| ૨૬ | કડી. | ૧૧૫૫૬ | ૧૬૯૭ | ૪૭૬૮ |
| ૨૭ | ખેરાળુ. | ૬૫૭૪ | ૧૩૧૬ | ૩૬૭૫ |
| ૨૮ | ચાણસ્મા. | ૭૦૦૩ | ૪૯૨ | ૩૫૫૯ |
| ૨૯ | આતરસુંબા. | ૨૧૧૭ | ૯૫૨ | ૨૨૪ |
| ૩૦ | દેહેગામ. | ૪૬૩૬ | ૬૩૪ | ૯૩૭ |
| ૩૧ | નવસારી. | ૧૭૯૮૨ | ૩૬૦૫ | ૩૯૪૨ |
| ૩૨ | ગણદેવી. | ૬૪૮૨ | ૩૫૩૭ | ૨૯૦૬ |
| ૩૩ | બીલીમોરા. | ૬૪૬૨ | ૩૯૮૭ | ૪૫૯૪ |
| ૩૪ | પલસાણા. | ૨૨૬૩ | ૧૦૪૧ | ૨૧૧૨ |
| ૩૫ | કઠોર. | ૪૩૭૦ | ૧૧૮૧ | ૧૫૭૭ |
| ૩૬ | વ્યારા. | ૪૬૦૪ | ૧૦૦૫ | ૧૬૦૦ |
| ૩૭ | સોનગઢ. | ૨૩૨૧ | ૮૦૮ | ૧૯૭૨ |
| ૩૮ | અમરેલી. | ૧૭૪૪૩ | ૫૬૬૧ | ૧૦૧૫૬ |
| ૩૯ | દ્વારકાં. | ૬૫૪૮ | ૩૧૫૫ | ૩૮૫૪ |
| ૪૦ | કોડીનાર. | ૬૦૭૫ | ૬૪૪ | ૨૦૭૦ |
| ૪૧ | ધારી. | ૪૩૯૭ | ૨૨૧ | ૫૦૦ |
| ૪૨ | દામનગર. | ૩૩૦૩ | ૮૪૭ | ૧૪[illegible]૬ |

# ૧૯૧૫–૧૬ની સાલનો વાર્ષિક હેવાલ.

| વાંચ-કોની સંખ્યા. | મકાનની કીંમત. | વાર્ષિક ખર્ચ. | પુસ્તકાલયની મિલકતનો કુલ અંદાજ. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૫૦૦ | ૭૦૦૦ | ૯૦૦ | ૧૩૦૦૦ | |
| ૪૧૬ | ૭૬૪૬ | ૭૩૫ | ૧૪૨૩૨ | |
| ૨૯૩ | ૬૮૪૬ | ૬૮૧ | ૧૨૦૩૭ | |
| ૨૩૫ | ૧૯૧૯ | ૪૩૦ | ૪૦૧૦ | |
| ૩૨૨ | ૬૯૪૦ | ૫૨૩ | ૯[illegible]૮૫ | |
| ૩૫૪ | ૪૮૦૦ | ૭૫૦ | ૭૩૯૩ | |
| ૬૫૦ | ૩૧૬૭ | ૩૧૦ | ૩૯૦૭ | |
| ૨૧૭ | ૧૨૦૦ | ૭૫ | ૧૪૨૪ | |
| ૫૯૧ | ૩૩૦૮ | ૧૦૭ | ૪૩૮૦ | |
| ૪૬૮ | ૧૨૮૬૪ | ૨૧૦૦ | ૨૩૭૯૪ | |
| ૯૧ | ૯૦૦૦ | ૯૦૩ | ૮૪૫૫ | મકાનબંધાયછે |
| ૧૦૫૬ | ૯૫૦૦ | ૮૭૮ | ૧૬૦૮૩ | |
| ૨૯૩ | ૫૫૬૦ | ૮૭૬ | ૭૭૨૫ | |
| ૨૦૩ | ૧૦૦૦૦ | ૬૫૭ | ૧૧૯૮૪ | |
| ૧૫૩ | ૧૨૦૦ | ૮૨૪ | ૨૬૭૪ | |
| ૧૭૫ | ૨૩૮૨ | ૪૧૨ | ૪૪૪૯ | |
| ૪૧૨ | ૧૫૦૦૦ | ૨૧૦૦ | ૧૫૯૪૮ | મકાનબંધાયછે |
| ૩૫૪ | ૮૦૦૦ | ૮૨૫ | ૧૬૩૧૪ | |
| ૨૨૬ | ૨૧૦૦ | ૪૯૮ | ૩૪૬૪ | |
| ૨૩૫ | ૨૫૦ | ૧૯૨ | ૫૫૦ | |
| ૨૯૯ | ૫૦૦ | ૩૦૦ | ૮૦૦ | |

# વડોદરા સેન્ટ્રલ લાઇબ્રેરીનો સને ૧૯૧૫-૧૬ ની સાલનો હેવાલ.

| | | |
|---|---|---|
| વસ્તી ... ... ... ... | | ૯૫૮૬૭ |
| પુસ્તકોની સંખ્યા ... ... | | ૫૯,૦૫૬ |
| અંગ્રેજી ... ... | ૩૭૫૨૪ | |
| ગુજરાતી / મરાઠી ... | ૧૪૬૧૫ | |
| સંસ્કૃત ... ... | ૬૯૧૭ | |
| | ૫૯૦૫૬ | |
| વંચાયલાં પુસ્તકોની સંખ્યા. ... | ૬૦,૭૩૪ | |
| અંગ્રેજી ... ... | ૨૯૮૦૮ | |
| ગુજરાતી ... ... | ૧૬૬૬૩ | |
| મરાઠી ... ... | ૮૦૭૩ | |
| સંસ્કૃત ... ... | ૧૮૪૭ | |
| સ્ત્રીઓમાં વંચાયલાં પુસ્તકોની સંખ્યા ... | ૩૮૬૧ | |
| માસિકો વગેરેની સંખ્યા (વંચાયલાં ... | ૧૫૦૬ | |
| મીલો તથા કારખાનામાં વંચાયલાં પુસ્તકોની સંખ્યા | ૪૮૨ | |
| | ૬૦,૭૩૪ | |
| વાંચકોની સંખ્યા ... ... ... | | ૩૨૯૭ |
| વર્તમાનપત્રો તથા માસિકોની સંખ્યા ... | | ૨૨૭ |
| વાંચનાલયમાં વાંચકોની દૈનિક સંખ્યા. ... | | ૫૨૩ |

# પુસ્તકાલય.

## તેનો જુનો અને નવો પ્રકાર.

આજકાલ આપણા ઇલાકામાં પુસ્તકાલય સંબંધી ચર્ચા આગળ કોઇ પણ વખતે નહિ ચાલેલી તેવી રીતે થવા માંડી છે. આનું મુખ્ય કારણ આપણા વિદ્વાન વડોદરા નરેશ શ્રીમંત સેનાખાસ ખેલ શ્રી સયાજીરાવ મહારાજ છે. તેઓ શ્રી એમની અમેરિકાની મુસાફરીથી પાછા વળતા મી. બોર્ડન નામના એક પુસ્તકાલયના બાહોશ વ્યવસ્થાપકને અમેરિકાથી લેતા આવ્યા. તેઓએ અમેરિકાની અંદર ઘણીજ સુવ્યવસ્થિત અને લોકોને અતિશય ઉપયોગી થઇ પડે તેવા ધોરણ ઉપર રચાયલી પુસ્તકશાળાઓ જોઇ અને તે ઉપરથી પોતાની પ્રજા અને પોતાની જન્મભૂમિને, આવા જ્ઞાનમંદિરનો લાભ આપવાનું આ સ્વદેશની, લાગણીવાળા નરેશના મનમાં આવ્યું એમની આ શુભ ભાવનાના પરિણામે વડોદરામાં એક મોટું મધ્યસ્થ પુસ્તકાલય ગોઠવાયું છે. આ પુસ્તકાલય હાલમાં તો એક દરબારી મકાનમાં રાખવામાં આવ્યું છે; પણ તેને માટે ખાસ મકાન બંધાવા માંડયું છે આ મકાન સંબંધી વિગતો માસિકોમાં આવી ગઇ છે એટલે તે સંબંધી અહિં કશું નહિ કહિયે. આ ઉપરાંત વડોદરા રાજ્યમાં ફરતા પુસ્તકાલયોની યોજના પણ થઇ છે અને એક લાઇબ્રેરી કલબની સ્થાપના પણ કરવામાં આવી છે. આવા જાગૃત પાડોશીને

લીધે ઇલાકાના બીજા ભાગોની ઉંઘ પણ ઉડી છે અને આ સંબંધી ચળવળ ચોતરફ ચાલવા લાગી છે. આ ચળવળ ચાલે છે તે વખતે અમેરિકાની સાર્વજનિક પુસ્તકશાળાઓ સંબંધી કાંઇક વધારે વિસ્તારથી માહિતી મળે તો લાભ થાય એમ ધારીને આ લખવાનું સાહસ કર્યું છે. જો તેથી કોઇને પણ કાંઈ લાભ થશે તો લેખક કૃતાર્થ થશે.

લોકોપયોગી પુસ્તકાલયોના વધવા સાથે-કાંઇક તેના કારણરૂપે-કાંઇક તેના પરિણામ રૂપે-અમેરિકામાં જાહેર પુસ્તકાલયની ફરજ અને તેના ઉદ્દેશ સંબંધમાં નવીન ભાવનાઓ પ્રસરી છે, સૌથી પહેલાં તો લાઇબ્રેરીનું કામ પુસ્તકોનો સંગ્રહ કરી તે સાચવી રાખવાનુંજ હતું. ધીમે ધીમે લોકોને આ પુસ્તકોનો લાભ આપવા મંડયો અને તેથી પુસ્તકોના વિષયવાર વિભાગ કરી તેમને બરોબર ગોઠવવાનો વિચાર આવ્યો.

પછી ધીમે ધીમે આ વિચાર વધારે ખીલ્યો; અને થોડાક વર્ષો ઉપર તો આ ભાવનાએ એવું સ્વરૂપ લીધું કે પુસ્તકાલયનો લાભ દરેકે દરેક વર્ગને મળવો જોઇએ. હવે અમેરિકાનો લાઇબ્રેરીઓ એમ માને છે કે દરેક મનુષ્યને માટે તેના સંગ્રહમાં પુસ્તક હોવું જોઇયે અને દરેક પુસ્તકનો વાંચનાર પણ તેણે ખોળી કાઢવો જોઇયે; અને ગમે તે રીતે પણ પુસ્તક અને વાંચનારનો યોગ કરાવવો જોઇએ. આ આદર્શને પરિણામે ત્યાંના પુસ્તકાલયના વ્યવસ્થાપકોએ જુદે જુદે વખતે અનેક ઉપાયો કર્યા છે. આ સંબંધી વિવેચન

આપણે ઘટતે ઠેકાણે કરીશું. આ ભાવના કાંઇ સ્હેલાઇથી ઉત્પન્ન થઇ નથી. એમાં અનેક વિઘ્નો આવ્યાં હતાં. અનેક જુદા વિચારના માણસો તેની સામે થયા હતા. મુખ્ય કરીને ઇંગ્લાંડના પુસ્તકાલયના વ્યવસ્થાપકો તેથી વિરૂદ્ધ હતા. તેઓ એમ માનતા હતા કે જે લોકો પોતાની મેળે વાંચવા આવતા નથી તેમની લાઇબ્રેરીઓએ કાંઇ પંચાત કરવાની જરૂર નથી. ફક્ત જે લોકો વાંચવા આવે તેમનીજ સંભાળ લેવી. આ જુની ઘાટીના વિચાર છે અને એમાં પૈસાનો બચાવ તથા મહેનતનો બચાવ કરવાનોજ મુદ્દો છે; અને તે લોકો પણ આ કારણોજ આગળ કરે છે.

હવે એમ સ્વીકારવામાં આવ્યું છે કે પુસ્તકાલયનું કામ ચોપડીઓનો ફેલાવો કરવાનું છે; અને જો પુસ્તકોનો ફેલાવો કરવો હોય તો કોઇપણ ચીજનો ફેલાવો કરવા માટેના સર્વમાન્ય સામાન્ય નિયમો હોય તે લાઇબ્રેરીના સંબંધમાં પણ પાળવા જોઇયે. કોઇ વેપારીનો દાખલો લ્યો. જો તેની ઇચ્છા પોતાના માલનો ફેલાવો કરવાની હોય છે તો તે પોતાને ત્યાં ઘરાક આવવાની વાટ જોઇને બેસી રહેતો નથી. પ્રથમ તો તે પોતાની ઘરાકીનો પ્રદેશ તપાસશે. પછી તે લોકોને પસંદ પડે તેવી જાતનો માલ રાખશે. અને ગમે તેમ કરીને પોત્તાના માલનો ઉઠાવ થાય તેવા પ્રયત્નો આદરશે. માટે પુસ્તકોનો પણ પ્રસાર કરવો હોય તો વેપારીની માફક વર્તવું જોઇયે. કદાચ કોઈ સાહિત્ય પ્રેમી સજ્જનને જ્ઞાનમંદિરમાંના પુસ્તકોની સરખામણી વેપારીના

માલ સાથે કરવામાં આવે તેં યોગ્ય નહિ લાગે; પરંતુ જે પ્રવાહી પદાર્થોના સામાન્ય નિયમોને આધીન થઇ પવિત્ર ગંગા નદી વહે છે તેજ નિયમોને લઇને રક્તપૂર્ણ વૈતરણી પણ વહે છે. માટે પુસ્તકનો પ્રસાર કરવો હોય અથવા સાબુની ગોટીઓ ફેલાવવી હોય તોપણ તેના નિયમો તો સરખાજ રહેશે, માટે આવો વિચાર મનમાં ન આણતાં આપણું ધારેલું શી રીતે સિદ્ધ થાય તે બધા વિચાર કરીને તે અનુસાર યત્ન કરવા જોઇયે.

હાલમાં અમેરિકામાં જે પ્રકારની લાઇબ્રેરી છે તેવી કાંઇ પહેલેથી નહોતી. હાલમાં તે કેવી છે તે જોતાં પહેલા આગળ તે કેવી હતી તે આપણે જોઇશું. એક લેખક કહે છે કે પાછલા વખતોમાં બધા મળીને પુસ્તકાલયના ઓગણીસ પ્રકાર હતા. આમાંના કેટલાએક મુખ્ય આપણે જોઇશું.

(૧) **દેવળની લાઇબ્રેરી.** આના સ્થાપક ડૉ. બ્રે હતા. આ પ્રકાર સંસ્થાનોમાં હતો. ફક્ત મેરીલેંડમાંજ આ જાતની ત્રીસ લાઇબ્રેરીઓ ડૉ. બ્રેએ મોકલી હતી. એમાં પુસ્તકોની સંખ્યા ૨૫૪૫ હતી. ઇ. સ. ૧૬૯૬માં ડૉ. બ્રે મેરીલેંડમાં પાદરી નિમાયા. આ વખતે લાઇબ્રેરીનું કામ તેમણે ઘણું વધાર્યું. ૧૬૯૮ માં ન્યુયોર્કમાં તેમણે એક આવો પુસ્તક સંગ્રહ કર્યો. આ પુસ્તકાલય મુખ્યત્વે કરી પાદરીઓ માટે હતા પણ પ્રજાવર્ગને આનો લાભ અપાતો હતો.

(૨) **કસ્બા લાઇબ્રેરીઓ.** કસ્બાની અંદર આ સ્થાપવામાં આવતી અને આ જાતની પહેલી લાઇબ્રેરી ઇ.

સ. ૧૮૦૩ માં સ્થપાઇ. પાછળથી જે વિભાગમાં નિશાળ હોય તેમાં આ લાઇબ્રેરી કરવામાં આવી અને નિશાળના મકાનમાં પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવતો હતો. આ પ્રકારની લાઇબ્રેરીઓની રજા ન્યુયોર્કમાં ત્યાંની સરકાર તરફથી ઇ. સ. ૧૮૩૫ માં આપવામાં આવી.

(૩) **ઉધરાણાથી થયેલી લાઇબ્રેરીઓ.** અમુક સાટીયો કર્યા પછી ગમે તે આ પુસ્તકાલયનો લાભ લઇ શકે એટલે આ સાર્વજનિક લાઇબ્રેરીઓ કહેવાય ખરી.

(૪) **અરસ્પરસ સહાયકારક લાઇબ્રેરી.** આ પ્રકાર બેન્જામિન ફ્રાંકલીને કાઢયો હતો.

(૫) **વેપારી તરેહની લાઇબ્રેરી.** આ પ્રકારની લાઇબ્રેરી ૧૮૨૦ માં સ્થપાઇ હતી; આમાં વેપારી મંડળના હલકા પ્રકારના નોકરો માટે ઘણી સગવડ કરવામાં આવી હતી.

(૬) **જોઇન્ટ સ્ટોક લાઇબ્રેરીઓ.** આમાં શેર કાઢવામાં આવતા હતા. દરેક શેર રાખનાર પુસ્તકોનો ઉપયોગ કરી શકતો. કેટલીક વાર શેર ઉપરાંત વાર્ષિક લવાજમ પણ લેવામાં આવતું હતું. કોઇવાર દર ચોપડી દીઠ કાંઇક લવાજમ લેવાતું હતું. અને નવી ચોપડીઓના લવાજમની તો હરાજી સુદ્ધાં થતી હતી.

આ પ્રકારની લાયબ્રેરી છેક ૧૮૮૦ ની સાલ સુધી હતી.

સો વર્ષ ઉપર અમેરિકામાં આંગળીના વેઢા ઉપર ગણાય તેટલી લાઇબ્રેરીઓ હતી. એક રીપોર્ટમાં જણાવ્યું

છે કે ઇ. સ. ૧૮૦૦ ની સાલમાં બધી સાર્વજનિક લાયબ્રેરીઓમાં થઇને પુસ્તકોની સંખ્યા ૮૦૦૦૦ કરતા વધારે હશે નહિ. ૧૮૦૦ થી ૧૮૨૫ માં ૧૭૯ લાઇબ્રેરીઓ સ્થાપાઇ હતી. ૧૮૨૫ થી ૫૦ માં ૫૫૧ લાઇબ્રેરીઓ અને ૧૮૫૦ થી ૭૫ માં ૨૨૦૪૦ લાઇબ્રેરીઓ સ્થપાઇ હતી;

ખરેખરી સાર્વજનિક મફત લાઇબ્રેરીઓ તો ઓગણીસમાં સૈકાના પાછલા અર્ધમાં સ્થાપવામાં આવી. તે પહેલા અમુક વિભાગના પ્રજાવર્ગને માટે તે વિભાગના લોકોમાંથી ઉઘરાવેલા કરથીજ ચાલતી. મફત લોકોપયોગી લાઇબ્રેરીનો કોઇને ખાસ ખ્યાલ હતો નહિ. આ પ્રકારની જુનામાં જુની લાઇબ્રેરી ૧૮૩૩ માં પીટરબરોમાં સ્થપાઇ હતી. આવી લાઇબ્રેરીઓની સ્થાપનાને મંજુરી આપવાનો કાયદો પ્રથમ ૧૮૪૮ માં પસાર કરવામાં આવ્યો હતો. ત્યાર પછી જુદા જુદા ભાગોમાં આ પ્રકારની લાઇબ્રેરી ઘણી સામાન્ય થઇ.

પરંતુ ખરેખરો જુસ્સો તો ૧૮૭૫ માં લાઇબ્રેરી કલબની સ્થાપના થઇ ત્યાર પછીજ વ્યાપી રહ્યો છે. આ કલબની સ્થાપના પછી આ વિષયમાં અનેક અનેક નવા સુધારા અને નવા ધોરણો રચાયાં છે. અમેરિકાની લાઇબ્રેરીઓ લોકોમાંથી ઉઘરાવેલા કરમાંથી નિભાવાય એ તેની એક મુખ્ય વાત છે. પણ આ ઉપરાંત તેમાં બીજી પણ ધ્યાન ખેંચી રહેલી ઘણી ઉપયોગી બાબતો છે અને તે નીચે પ્રમાણે છે.

૧. ચોપડી પોતાની મેળે તપાસીને લઇ શકાય તેવી ગોઠવણ.

૨. બાળલાઇબ્રેરીઓ અને બાળકો સાથે કરવામાં આવતું વાંચન.

૩. નિશાળો સાથે સહાનુભૂતિ.

૪. શાખા લાઇબ્રેરીઓ.

૫. ફરતી લાઇબ્રેરીઓ.

૬. લાઇબ્રેરી સંબંધી જાહેરખબરો એટલે કે લાઇબ્રેરી અને તેની ઉપયોગિતા લોકોમાં જાહેર કરવાના પ્રયત્ન.

૭. આંધળાઓ માટેની લાઇબ્રેરીઓ.

આ અને આવી બીજી અનેક બાબતો છે. તે સંબંધી હવે લંબાણથી વિવેચન કરવામાં આવશે.

અત્યાર સુધી દરેક પુસ્તકશાળાનો વ્યવસ્થાપક કાંઇક સગવડને ખાતર, કાંઇક લોકહિતને ખાતર, કે કોઇ તેવાજ વિચારથી પોતાના પુસ્તકાલયમાં સુધારા દાખલ કરતો હતો પરંતુ હવે તો એ બધાઓના ભેગા અનુભવથી પુસ્તકાલયનું એક નિયમિત શાસ્ત્રજ થયું છે. અને આ વાત અમેરિકામાં સર્વત્ર સ્વીકારવામાં પણ આવી છે. આ શાસ્ત્ર સંબંધી પણ છુટક છુટક વિવેચન કરવામાં આવશે.

# પુસ્તકાલયો અને સરકાર.

પબ્લીક લાઇબ્રેરી—સાર્વજનિક પુસ્તકાલય એટલે શું? સાર્વજનિકના અર્થ જુદે ઠેકાણે જુદા થાય છે. " પબ્લીક " સ્કુલનો અર્થ અમેરિકામાં, મફત શાળા જેનો નિભાવ લોકો " પબ્લીક " તરફથી થાય છે એવો છે. જ્યારે ઇંગ્લાંડમાં તેનો અર્થ એમ થાય છે કે ત્યાં ફી લેવામાં આવે પણ તેમાં સર્વ વર્ગોને દાખલ કરી શકાય. અમેરિકામાં તેનો સાધારણ અર્થ એવો થાય છે કે વિના મૂલ્યે જેનો ઉપયોગ કરી શકાય તે; પરંતુ ત્યાં પણ " પબ્લીક કન્વેયન્સ " ભાડાની ગાડીઓમાં-ભાડુ ખર્ચ્યા વિના બેસી શકાતું નથી, લાઇબ્રેરીની બાબતમાં " પબ્લીક " નો અર્થ એમ કરવામાં આવે છે કે તે ભલે ગમે તેની હોય, સરકારી હોય, ખાનગી હોય કે મ્યુનિસિપલ હોય પણ તેનો ઉપયોગ જાહેર પ્રજા મફત કરી શકે. વળી જો કાંઇ ફી લેવામાં આવતી હોય, પણ તે પછી દરેક જણને તેનો સરખી રીતેજ લાભ અપાતો હોય તોપણ " પબ્લીક " શબ્દ વપરાય છે. આ સાર્વજનિક લાઇબ્રેરીની માલિકી ઘણી તરેહની હોય છે, કોઇકવાર એક ગામ અથવા શહેરની માલકીની તે હોય છે. આમ હોય છે ત્યારે તેની વ્યવસ્થા માટે એક ખાસ વ્યવસ્થાપક મંડળ નિમવામાં આવે છે. આવા વ્યવસ્થાપક મંડળ નિમવાનો પ્રકાર જુદે ઠેકાણે જુદી જાતનો હોય છે, પણ બને ત્યાં સુધી વ્યવસ્થાપક મેમ્બરો ઓછા રાખવા જોઇએ કે જેથી તેઓ

વારંવાર મળી શકે. તેઓ બધાને અંતઃકરણથી પુસ્તકો પર પ્રેમ હોવો જોઇએ. આ મંડળનું મુખ્ય કામ લાઇબ્રેરીની મિલકત સંભાળવાનું અને લાઇબ્રેરી કયા ધોરણ ઉપર કામ કરશે તે નક્કી કરવાનું હોવું જોઇએ. ઘણુંખરૂં તે પરિણામ ઉપરજ લક્ષ આપી શકે. નાની વાતો તો એક સારો વ્યવસ્થાપક નીમીને તેના ઉપરજ નાંખી દે છે. કોઇકવાર વ્યવસ્થાપક મંડળ મોટું હોય છે તો તેનો કેટલીક કમિટીયો નીમીને તેમને જુદી જુદી વિગતો સંબંધી કામ સોંપવામાં આવે છે.

આ પુસ્તકાલયોની ઉપજ, થોડીક કરમાંથી આવે છે, કેટલીએક વ્યવસ્થામાંથીજ મળે છે, જેવી કે દંડ વગેરે, અને કેટલીએક ધર્માદાના પૈસામાંથી અને બક્ષિસોમાંથી આવે છે. કરમાંથી વસુલ થતી રકમ મ્યુનિસિપાલીટીની હોય છે અથવા સરકાર તરફથી કાંઇક ગ્રાંટના રૂપમાં મળે છે. કોઇકવાર આ આવકનો ઉપયોગ શી રીતે કરવો તે આગળથી ઠરાવેલું હોય છે પણ સાધારણ રીતે તો વ્યવસ્થાપક મંડળજ તેનો જરૂર પ્રમાણે ઉપયોગ કરે છે.

રાજ્યના લેવાતા કરોમાંથી એને શા માટે મદદ મળવી જોઇએ એમ ઘણીકવાર બૂમ સાંભળવામાં આવતી હતી; પણ અમેરિકાની પ્રજા હવે એમ માનવા લાગી છે કે પુસ્તકાલય એ કેળવણીની સંસ્થાઓનું મુખ્ય અંગ છે અને રાજ્યને માથે પ્રજાજનોને કેળવવાનો ધર્મ છે એવું એ લોક માને છે. આવા વિચારોથીજ હાલના પુસ્તકાલય સંબંધના તેઓના વિચાર વધારે વિસ્તૃત થયેલા છે.

આ ઉપરાંત સરકાર તરફથી પુસ્તકાલયોને મદદ મળવાના બીજા મુદ્દા પણ સ્વીકારાયેલા છે. લોકોને માટે નિર્દોષ આનંદ અને રમત ગમતના સાધનો પૂરા પાડવા એ એક શુભ પગલું લેખાય છે, અને આ કારણથીજ રમવાના મેદાનો અને જાહેર બગીચાઓનો નિભાવ કરવામાં આવે છે. જો આ પ્રમાણે શરીરને આનંદ આપવાના સાધનો પૂરા પાડવામાં આવે છે તો મનને આસાયેશ આપવાના અને આનંદ આપવાના સાધનો શા માટે ન આપવા જોઇએ? માટે લાઇબ્રેરીઓને મદદ કરવાનું કામ જરૂરી અને કાયદેસરનું લેખાવું જોઇએ. જ્યાં જ્યાં અમેરિકાની પ્રજાને એમ લાગ્યું છે કે સરકારના વચ્ચે પડવાથી કામ બહુ સારૂં થશે, ત્યાં ત્યાં વગર અચકાયે તેઓએ સરકારની મદદ લીધી છે. ખાનગી માલિકોની લાઇબ્રેરીઓ સારી રીતે ચાલતી નહોતી, તેથી તેઓએ હવે સરકાર તરફની મદદ લીધી છે અને હવે તે કામ ઘણી સારી રીતે ચાલે છે.

અમેરિકાના ઘણા રાજ્યોએ પુસ્તકાલય સંબંધી ખાસ કાયદા કરેલા છે. સરકાર તરફથી દેખરેખ માટે અમલદારો રોકવામાં આવે છે. વળી જ્યારે સરકાર નાણાં સંબંધી મદદ કરે છે ત્યારે તેટલીજ રકમ તે લાઇબ્રેરીઓના ટ્રસ્ટીઓ પાસેથી, ઉઘરાવવાની કબુલાત લે છે. વળી રાજ્ય તરફથી લાઇબ્રેરી કમિશન પણ નીમાય છે. તે લાઇબ્રેરીઓ ઉપર દેખરેખ રાખવા ઉપરાંત ફરતી લાઇબ્રેરીની ગોઠવણ કરે છે, લાઇબ્રેરી સંબંધી ખબરો એકઠી કરી ને જાહેર કરે છે, લાઇબ્રેરી સંબંધમાં જ્ઞાન આપવા નિશાળો અને કોલેજો અને

ખાનગી વર્ગો ખોલે છે. આ કમિશનના સભાસદો ઘણાજ ખંતથી કામ કરનારા અને લાઇબ્રેરીનું હિત હૈયે ધરનારા હોય છે. જુદા જુદા સ્ટેટના કમિશનરોની હાલમાં એક મોટી લીગ ( મંડળી ) સ્થપાઇ છે. તેઓ નવા સુધારાનો વિચાર ચલાવે છે અને કાયદામાં ફેરફાર કરવાની જરૂર હોય છે તો તેમાં ફેરફાર અને સુધારો પણ કરે છે.

લાઇબ્રેરી તરફથી ખાસ કાયદાઓ ઉપરાંત બીજા પણ કેટલાક કાયદાઓ લાઇબ્રેરી ઉપર અસર કરે છે. કોપીરાઇટનો કાયદો, પુસ્તકોપરની જકાતનો કાયદો, અને ટપાલનો કાયદો પણ લાઇબ્રેરી ઉપર અસર કરે છે. ગામ પરગામ વચ્ચેની લાઇબ્રેરીઓ પુસ્તકોની આપ લે કરી શકે તે માટે જો ટપાલનો દર પુસ્તકો માટે ઓછો હોય તો ઘણોજ લાભ થાય. આંધળાઓ માટે લાઇબ્રેરીના ચોપડીઓ ત્યાંની ટપાલમાં મફત મોકલી શકાય છે અને તેથી તેનો ઘણો લાભ લેવાય છે. ૧૯૦૮ માં ન્યુયોર્કની લાઇબ્રેરીમાંથી આંધળાઓ માટે ૧૨૮૬૯ પુસ્તકો લેવામાં આવ્યાં હતાં. આમાંથી ૮૫૫૮ પુસ્તકો મફત ટપાલના દરથી પરગામ વાળાઓએ લીધાં હતાં. જો બીજા પુસ્તકોના સંબંધમાં ભાવમાં સુધારો થાય તો પરગામ ફરતા પુસ્તકોની સંખ્યા ઘણીજ વધે.

ચોપડીઓ ચોરાય અથવા કોઇ ખોઇ નાંખે તે સંબંધમાં પણ કાયદાની બારીકીયો ઉભી થાય છે. આવી વખતે પુરાવા ખાસ હોતા નથી એટલે ગુન્હેગાર ઘણુંખરૂં છુટી જાય છે. લાઇબ્રેરીઓમાં લોકો આવી ચાલ ના ચલાવે તે માટે ખાસ કાયદા કરવાની સરકારે મદદ કરવી જોઇએ.

ઘણીખરી લાઇબ્રેરીઓમાં એક કાયદાની કમિટી હોય છે તે આવી બાબતો ઉપર ધ્યાન આપે છે. આ રીતે પણ સરકારની મદદ જરૂરની છે.

## પુસ્તકાલય અને પ્રજા.

લાઇબ્રેરીઓ નિભાવવાનું મુખ્ય કારણ લોકોમાં તેની ઉપયોગિતા છે. અને આજ કારણને લીધે તેઓ લોકો પાસે મદદ માગી શકે છે. આવી ઉપયોગિતા એજ તેનું લક્ષ્યબિંદુ હોવું જોઇએ; અને તે લક્ષ્યબિંદુ ઉપરથીજ તેની વ્યવસ્થાનું ધોરણ રચાવું જોઇએ, અને જેમ બને તેમ વધુ સહેલાઇથી એનો ઉપયોગ થાય તેવા નિયમો થવાં જોઇએ. ઘણુંખરૂં હવે સઘળા નિયમો આ ધોરણ ઉપરજ ઘડાય છે, અને કોઇકવાર કોઇને એમ લાગતું હશે કે આ નિયમ બહુ કઠણ છે તોપણ વિચાર કરતાં માલૂમ પડશે કે તેમાં સામાન્ય હિતનો જ ઉદ્દેશ રહેલો છે. જો એક વ્યક્તિને અસંખ્ય પુસ્તકો અમર્યાદ સમય સારૂ આપવામાં આવે તો સારૂં, એમ કોઇને લાગે પણ આપવાની અમુક સંખ્યા મુકરર કરવી તે બીજા લોકોના લાભને માટે છે.

પ્રથમતો જે માણસ પુસ્તકોનો લાભ લેવા માગે છે તેની પાસેથી એવી ખાત્રી માગવામાં આવે છે કે ત્યાંના કાયદા પ્રમાણે પુસ્તક વાપરવાનો તે હક્ક ધરાવે છે. આ કાયદાઓ જુદે ઠેકાણે જુદી જુદી જાતના હોય છે. કોઇકવાર તે એ જિલ્લાનો રહેવાશી છે એવી ખાત્રી માગવાનો કાયદો હોય છે અને કોઇકવાર અમુક ઉમરનો કાયદો હોય છે. જો કોઈ ઠેકાણે પુસ્તક ખોવાય તો ભરી આપવામાં આવશે એ

જાતનું બંધન કાયદો હોય છે તો તેવું બંધન કરાવવામાં આવે છે. આ બધા માટે કોરાં ફોર્મ તૈયાર હોય છે તે ભરી આપ્યા પછી પુસ્તકો લેવા દેવામાં આવે છે. હાલના વખતમાં તો બધા બંધનોમાં ઘણી છુટ વાપરવામાં આવે છે અને જેમ બને તેમ વધારે સવડ કરી આપવામાં આવે છે. જે કોરાં ફોર્મ હોય છે તે બધાંની ફાઇલ કરવામાં આવે છે. કોઇવાર એ ફોર્મ હોય છે. આમાં પહેલા માથાકૂટ પડે છે પણ પછી ઘણી જાતની સગવડ થાય છે. ફોર્મ ભરી આપ્યા પછી ચોપડી લેવાની ઇચ્છા રાખનારને એક કાર્ડ આપવામાં આવે છે, તે લઇને પોતે લાઇબ્રેરીમાં ચોપડી લેવા જાય છે. હવે લાઇબ્રેરીના બે વિભાગ કરવા પડશે. (૧) open shelf જેને આપણે ખુલ્લા કબાટવાળી કહીશું અને (૨) Closed shelf અથવા બંધ કબાટવાળી. અમેરિકામાં દરેક નાની અને સાધારણ લાઇબ્રેરીઓ હવે ખુલ્લા કબાટવાળીજ હોય છે. આમાં માણસ પોતે કબાટ પાસે જઇને મનગમતી ચોપડી પોતાની મેળે પસંદ કરે છે. બંધ કબાટવાળી લાઇબ્રેરીઓમાં કેટલૉગ એટલે પત્રકની મદદથી ચોપડી પસંદ કરીને એક છાપેલી ચીઠી ભરી આપવામાં આવે છે. અને લાઇબ્રેરીનો માણસ આ ચીઠીને આધારે ચોપડી લાવી આપે છે. પંદર વર્ષ ઉપર ખુલ્લી લાઇબ્રેરીઓ સંબંધી ઘણો ભય રાખવામાં આવતો હતો પણ હાલમાં તો ઘણી લાઇબ્રેરીઓ ખુલ્લીજ છે. ફક્ત કેટલીક મોટી લાઇબ્રેરીઓ બંધ કબાટની હોય છે પણ તેમાં પણ કેટલાએક કબાટ તો ખુલ્લા હોય છેજ.

ખુલ્લી લાઇબ્રેરીઓના લાભ તો દેખીતાજ છે. ગેરલાભ એ

છે. એક તો તેથી ચોરી થવાનો સંભવ વધે છે અને બીજો ચોપડીઓ અડકાઅડકીથી ઘસાય છે અને ફાટે છે અને તેમની ગોઠવણુમાં હેરફેર થઇ જાય છે. આ બીજો ગેરલાભ કાંઈ મોટો નથી પરંતુ તેથી જો લોકોની ચોરી કરવાની અનુકૂળતા વધે તો એમની દાનત બગડે અને તેથી સામાન્ય નીતિ હલકી થાય.

ખોવાયલી ચોપડીયો સંબંધી આંકડા ઉપરથી જણાય છે કે ત્રણ લાખ કરતાં વધારે માણસની વસ્તીવાળા ગામોમાં દર દસ હજાર ચોપડીયોનો પ્રસાર થાય છે તેમાં ઓછામાં ઓછી સાત ચોપડીઓ ગઇ છે અને વધુમાં વધુ ૩૯ ગઈ છે. મોટા શહેરોમાં ખોવાયની સરેરાશ નવથી સત્તર ચોપડીઓની આવે છે. એજ જગાએ બંધ કબાટની લાઇબ્રેરીયોમાં દર દસ હજાર પુસ્તકે ૧ થી ૯ ખોવાય છે.

આ બાબતમાં ખાસ વાત તપાસવાની એ છે કે ખુલ્લા કબાટની પદ્ધતિથી પુસ્તકો ચોરાવાનો ભય અને તેથી નીતિનો બગાડ થવાનો સંભવ એ તે પદ્ધતિથી લોકોને મળતા ફાયદાઓ કરતાં વધારે છે કે કેમ? અમેરિકામાં તો હવે એ બાબતનો ફડચો આવી ગયો છે. ત્યાંતો ખુલ્લા કબાટ તરફ લોકોની પસંદગી ઉતરી છે. આ બાબતમાં ઘણી ચોકસાઇ રાખવી જોઇએ. વખતોવખત પુસ્તકોની તપાસ લેવી જોઇએ અને સખત દેખરેખ રાખવી જોઇએ. વળી અમુક જાતના કે અમુક કદના ખાસ પુસ્તકોને બંધ કબાટમાં રાખવામાં કાંઇ અડચણ નથી.

દરેક જણને સાધારણ રીતે બે પુસ્તક લેવાનો હક હોય છે.

આમાંનું એકજ વાર્તાનું હોવું જોઇએ. વાર્તા વગરના પુસ્તકોનો પ્રચાર વધે માટે આ નિયમ કરવામાં આવેલો છે. કેટલીકવાર અમુક માણસોને ખાસ પાસ આપવામાં આવે છે અને તેને લીધે તેઓ ઘણી ચોપડીઓ લઈ શકે છે. નિશાળના શિક્ષકોને જોઇએ તેટલી ચોપડીઓ વ્યવસ્થાપકની મંજુરીથી આપવામાં આવે છે, રજાઓમાં બહારગામ જતા માણસોને કોઇકવાર આઠ દસ પુસ્તકો આપવામાં આવે છે.

આ પ્રમાણે ચોપડીઓ પસંદ કર્યા પછી લેનારે ચાર્જીંગ ડેસ્ક-નોંધવાની જગો આગળ જવાનું હોય છે. આ નોંધવાની રીત ઘણા પ્રકારની હોય છે અને જેવી હોય છે તે પ્રમાણમાં ત્યાં વખત લાગે છે. કોણ કયી ચોપડી લઇ ગયો, રોજ કેટલી ચોપડી ઉપડી, કઇ ચોપડી પાછી આવી અને કોની પાસે કેટલી રહી એ જાણવા માટે આ નોંધવાનું કામ અને તેની રીતો ઉપયોગી છે. આ નોંધવાની મુખ્ય ચાર રીતો છે. (૧) લેજર સીસ્ટમ (૨) એક કાર્ડની રીત, (૩) બે કાર્ડની રીત અને (૪) ધ બ્રાઉન સીસ્ટમ.

સામાન્ય રીતે એક ચોપડી રાખવાની મુદત બે અઠવાડિયાની છે. અને બીજા બે અઠવાડિયાં તે ચાલુ રાખી શકાય. પણ પુસ્તક નવું હોય તો ચાલુ રાખવાની રજા આપવામાં આવતી નથી. દરેક ચોપડી કેટલો વખત રાખી શકાય તે તે ચોપડીમાંજ ધ્યાન ખેંચાય તેવી રીતે લખેલું હોય છે. કોઇક ચોપડી તો ત્રણ દિવસજ રાખી શકાય તેવી હોય છે.

કોઇક પુસ્તક જોઇતું હોય પણ તે કોઈ લઈ ગયું હોય તો સામાન્ય નિયમ એવો છે કે ચોપડી પાછી આવે કે તરતજ જે માણસ પોતાનું નામ નોંધાવી ગયો હોય તેને કાગળ લખે અને તે આવીને લઇ જાય. આ કાગળનો ચાર્જ તે માણસ આપે એવો નિયમ હોય છે. કેટલીએક લાઇબ્રેરીઓમાં આ સંબંધી જુદા નિયમો હોય છે.

નિયમ કરતાં લાંબો વખત ચોપડી રાખવા માટે દંડનો કાયદો હોય છે. આ દંડ લાઇબ્રેરીના સામાન્ય ફંડમાં જાય છે. આ દંડ સજા તરીકે ત્યાંના લોક ગણતા નથી; પણ મોટરકારના માલીકોની માફક ગુન્હા કર્યા કરે છે અને દંડ ભર્યા કરે છે. આ દંડની રકમ ઘણી મોટી થાય છે. ન્યુયોર્ક પબ્લીક લાઇબ્રેરીમાં વાર્ષિક ૬૦૦૦૦૦૦ ચોપડીયોનો પ્રસાર છે અને દંડની રકમ ૭૫૦૦૦ રૂપિયા જેટલી આવે છે.

આપણે જોયું કે દરેક જણને વાર્તાનું ફક્ત એકજ પુસ્તક એકી વખતે આપવામાં આવે છે. પણ કેટલીકવાર વાર્તાના પુસ્તકની માગણી ઘણીજ વધી જાય છે. આ માટે કેટલેક ઠેકાણે એમ કરવામાં આવ્યું છે કે સામાન્ય લાઇબ્રેરીના એક ખંડમાં વાર્તાના પુસ્તકોજ રાખવામાં આવે છે અને આનો પ્રચાર મફત કરવામાં આવતો નથી પણ તેને માટે ફી દાખલ કરવામાં આવી છે. આ ફીની ઉપજમાંથી આ વિભાગનો નિભાવ કરવામાં આવે છે. કેટલેક ઠેકાણે આવી ગોઠવણ સામે વાંધો લેવામાં આવે છે પણ તેમાં વાંધો લેવા જેવું કાંઇ નથી.

ચોપડીઓની પસંદગી કરવામાં ખાસ કરીને લોકોની

જરૂરીયાત તરફ ધ્યાન આપવું જોઇએ. આ વિષયમાં લાઇબ્રેરીયોએ લોકો સાથે મળીને કામ કરવું જોઇએ અને તેમને સારે રસ્તે દોરવા જોઇએ. હમણાં હમણાં અમેરિકામાં પરભાષાના પુસ્તકોની માગણી વધી છે. આ માગણી કરનાર લોકો પરદેશી હોય છે તેમજ કેટલાક પરભાષાના અભ્યાસી અમેરિકનો પણ હોય છે. દસ વર્ષ ઉપર એકપણ લાયબ્રેરી આવા પુસ્તકો રાખતી નહોતી. પણ હવે આ પુસ્તકો તેઓએ રાખવા માંડ્યા છે. જે લોકો વાંધો લેતા હતા તેઓનું કહેવું એમ હતું કે પરદેશીઓને તેમની ભાષામાં પુસ્તકો વાંચવા મળશે તો તેઓ પરદેશીયોજ રહેશે અને અમેરિકન નહિ થાય. પણ આ ખરૂં નથી. જે લોક પોતે અમેરિકન નહિ થાય તેના છોકરાંને અમેરિકન થયા વિના છુટકો નથી. નિશાળે જશે અને હરશે ફરશે અને રમશે એટલે અમેરિકન થવાનાંજ. આ ઉપરાંત તેમની ભાષામાં અમેરિકાના ઇતિહાસ વગેરે વાંચે તો તેઓ ઉલટા અમેરિકા તરફ વધારે ખેંચાય.

એક બીજો પ્રશ્ન ત્યાંની હબસી જાતો સંબંધી છે. તે લોકો પુસ્તકાલયનો જોઇએ તેવો ઉપયોગ કરી શકતા નથી. અમેરિકાના દક્ષિણ વિભાગમાં તો લોકોને આ જાતોની જબરી સૂગ છે, આનો નીકાલ લાવવાના ત્રણ રસ્તા છે. એકતો એકે હબસીયોએ લાઇબ્રેરી વાપરવાની નથી એવી સમજુતી આપવી, બીજો ઉપાય એ છે કે એ લોકોની વસ્તીવાળા લત્તાઓમાં શાખાઓ ખોલવી; અને ત્રીજો રસ્તો એ છે કે લાઇબ્રેરીના મકાનમાંજ એમને માટે જુદી ગોઠવણ કરવી. આ બધામાંથી જુદી શાખાઓ તેમનાજ લત્તામાં ખોલવાનો રસ્તો ઉત્તમ છે.

પુસ્તકોના વપરાશમાં એક ભય છે. તે ચેપી રોગોનો છે. અસંખ્ય માણસો ચોપડીયો લઇ જાય છે અને લઇ ગયા પછી ગમે તે વાંચે છે. આમાં કોઇ રોગિષ્ટ હોય તેનો ચેપ કદાચ ચોપડી મારફતે બીજામાં ફેલાય. આ સંબંધમાં ત્યાં તેઓએ ચેપ દૂર કરવાના કેટલાએક ઉપાય કર્યા છે પણ તપાસ કરતાં તે લોકોનું ધારવું એમ છે કે આ ચેપ ભયકારક નથી અને તે કાંઇ ખાસ ઇજા કરતો નથી.

પુસ્તકાલય ખુલ્લા રાખવાના વખતનો આધાર તેના ફંડ ઉપર હોય છે. ફંડ મોટું હોય તો વધારે નોકરો તથા દીવા વગેરેના ખર્ચ કરી શકાય.

ઉપરની વિગતમાંથી જોયું હશે કે ચોપડી લેનાર નોંધાવતી વખતેજ લાઇબ્રેરીના સીધા સંબંધમાં આવે છે. આ ઉપરાંત કબાટો પાસે ફરતા આસિસ્ટંટ હોય છે. તેઓ ચોપડીયો સંબંધી વિગત લોકોને પુરી પાડે છે. નોંધનાર તથા ફરતા આસિસ્ટંટ ખાસ કરીને હોંશિયાર અને લાગણીવાળા જોઇએ.



# લાઈબ્રેરી અને રેફરન્સ વિભાગ

લાઇબ્રેરીઓ પુસ્તકો આપવા ઉપરાંત ન્યુસપેપરો તથા ચોપાનીયાંઓ પણ રાખે છે, આ ચોપાનીયાં તથા છાપાં નવાં હોય છે ત્યારે સાધારણ રીતે ઘેર લઇ જવા દેવામાં આવતા નથી. ત્યાં આગળજ એક ઓરડામાં રાખવામાં આવે છે અને જેને વાંચવા હોય તે ત્યાં જઇ વાંચે છે. આ ઉપરાંત કેટલાએક પુસ્તકો પણ એવા હોય છે કે જે ઘેર આપવામાં આવતાં નથી. આ વાંચવા પણ ત્યાંજ બેસવું પડે છે. જે ખંડ આ બધું વાંચવા માટે રાખેલો હોય છે તેને વાંચવાનો ખંડ કહે છે. આ સિવાય કેટલાંએક પુસ્તકો એવાં હોય છે કે તે કોઇ પણ વખતે એક છેડેથી બીજે છેડે વાંચવાનો વખત આવતો નથી, પણ ફક્ત તેમાંના કેટલાએક ભાગ અથવા થોડા થોડા ભાગ વખતોવખત જોવાની જરૂર પડે છે. શબ્દ કોષ, જ્ઞાન ચક્ર, સર્વસંગ્રહ, ઘણા વિભાગમાં લખાયલા ઇતિહાસના મોટા ગ્રંથો, કે વિજ્ઞાન કે એવાજ કોઈ વિષય ઉપર લખાયલા ભારે પુસ્તકો આ કોટીમાં આવી જાય છે. આ જાતના પુસ્તકોને રેફરન્સ-ના પુસ્તકો કહેવામાં આવે છે. અને જે ખંડમાં તે હોય છે તેને રેફરન્સના ખંડ કહેવામાં આવે છે. દરેક લાઇબ્રેરીયોમાં વાંચન અને રેફરન્સના ખંડ હોય છે જ. આ ખંડો સાધારણ રીતે એવી રીતે રાખેલા હોય છે કે ત્યાંથી સામાન્ય લાઇબ્રેરીમાંથી કોઇ પુસ્તક મંગાવવું હોય તો ઝટ

મંગાવી શકાય. આ રેફરન્સ ચોપડીઓનો ઉપયોગ ઘણીવાર તો કાંઇક શક પડયો હોય અથવા કાંઇક ઉપર ટપકેનું જોવું હોય તે જોવા માટે કરવામાં આવે છે. આ માટે અમેરિકામાં ટેલીફોનનો ઉપયોગ પણ થાય છે. કોઇને અમુક પર્વતની ઉંચાઇ જાણવી હોય તો લાઇબ્રેરીયનને ટેલીફોનમાં પૂછે તો તેનો તરતજ જવાબ મળે છે. વળી કેટલીએક વાર લોકોને અમુક વિષય સંબંધી માહિતી જોઇતી હોય છે પણ તે ક્યાં મળશે તેનો ખ્યાલ તેમને હોતો નથી. આ વખતે તેઓ રેફરન્સ લાઇબ્રેરીયનને પૂછે છે. આ માણસ તેમને પુસ્તકોના નામ કહે છે એટલુંજ નહિ પણ તે ખોળવામાં, તે જોઈ આપવામાં તેમને મદદ કરે છે.

રેફરન્સ લાઇબ્રેરીની વ્યવસ્થા કેવી રીતી રાખવી તે સંબંધી ઘણા વિચાર અમેરિકામાં થયા છે, કોઇને એકાદ વિષય જરાક જોઇ લેવો હોય, પોતે વ્હેપારી હોય, વખતની તાણાતાણ હોય તે સમયે એને ફોર્મ લાવવાને તે પર સહી કરવાનું કહેવું એ તેને ત્યાં આવતો અટકાવવા બરોબર છે. જો છેક ફોર્મ કે કાર્ડ વગર દાખલ કરવામાં આવે તો કાર્ડ વાળા અને એની વચ્ચે ગોટાળો થાય અને કદાચ કાર્ડ વાળાઓને નકામી ભીડ વેઠવી પડે. આ સંબંધમાં તથા ગામવાર અથવા અમુક લત્તાવાર જુદી ગોઠવણો હોય છે, જ્યાં બહુ ભીડ થવાનો ભય ના હોય ત્યાં તો તેઓને એમને એમજ દાખલ કરી દેવામાં આવે છે. નહિ તો જુદી જુદી ગોઠવણો થાય છે.

રેફરન્સ ખાતે આ પુસ્તકો ઉપરાંત નકશા પણ રા-

ખવામાં આવે છે. નકશા ઘણાજ જરૂરના છે એતો સૌ જાણે છે. હાલમાં બધા સ્ટેટો મળી એક ઇંચના સોળ માઇલ ના માપનો મોટા આખી દુનિયાનો નકશો તૈયાર કરે છે. આ નકશો દરેક લાઇબ્રેરીમાં ટાંગવામાં આવશે. નાના નકશાઓને ગોળ વાળીને રાખવામાં આવે છે.

આ વિભાગમાં હસ્તલિખિત ગ્રંથો પણ હોય છે, સાહિત્યમાં તથા ઇતિહાસમાં આવાં ગ્રંથો અમૂલ્ય છે, માટે પુસ્તકાલયે તે સાચવવા અને એકઠા કરવા પ્રયત્ન કરવોજ જોઇયે. આવા ગ્રંથોના અક્ષર જો ઘણા ઘસાઇ ગયા હોય છે તો તેની છબીયો પાડી લેવામાં આવે છે. એટલે તે જો વધારે ઘસાય તોપણ તેની એક આબેહુબ નકલ રહે છે.

સંગીતનો અમેરિકાના લોકોને ઘણોજ શોખ છે તેથી તે સંબંધી પુસ્તક કે સાહિત્ય જેવા કે નોટેશનવાળા ગાયનો અને રાગ રાગણીયો મોટી લાઇબ્રેરીયોમાંથી તો ઘેર વપરાશ માટે આપવામાં આવે છે. પણ તે સંબંધીના બીજા સાહિત્યો, પરભાષાનાં ગાયનો સંબંધી જ્ઞાનનાં પુસ્તકો વગેરે આ રેફરન્સ ખાતે રાખવામાં આવે છે. કેટલીએક લાઇબ્રેરીઓ તો ફોનોગ્રાફની ચુડીયો અને ગ્રામોફોનની થાળીયો લોકોને ઘેર વપરાશ માટે આપવા ધારે છે. વળી કેટલીએક લાઇબ્રેરીયો, અવાજ બહાર ના જાય તેવા ખંડામાં ગાયન સંબંધી રેફરન્સ રાખીને ત્યાં પીયાનો રાખવાનો વિચાર કરે છે. આ રીતે રેફરન્સ ખંડનો એક નવો ઉપયોગ થવા સંભવ છે.

સરકારી જાહેરાતના પુસ્તકો અને ઠરાવો તથા જુદા જુદા રીપોર્ટો પણ રેફરન્સ ખંડમાં રાખવામાં આવે છે.

કેટલીએક મોટી લાઇબ્રેરીયોમાં ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને ભૌતિકશાસ્ત્ર સંબંધના રેફરન્સો રાખતા ઘણી જગ્યા રોકાય અને તેનો ઉપયોગ કરનાર તો કોઇકજ હોય છે એ વાત ઉપર વિચાર ચલાવવામાં આવ્યો છે. આ વિચાર પછી એમ ઠરાવ્યું છે કે આવા સાહિત્યનો ઉપયોગ કરનાર માણુસ કોઇકજ હોય છે અને તે તો સ્હેજ અગવડ વેઠીને પણ તે જ્ઞાન પ્રાપ્ત કરવાનોજ. માટે એક ગામમાં ત્રણ ચાર મોટી લાઇબ્રેરીયો હોય તો તેઓએ આ બધામાંથી ફક્ત એક વિભાગજ રાખવો. ન્યુયોર્કની લાઇબ્રેરીયોએ આ પ્રમાણે આ વિષયો વહેંચી લીધા છે. આથી ખર્ચ ઓછું થાય છે અને કામ સરળ બને છે. અને જે ખંતીલા લોકો આ વિષયોનો અભ્યાસ કરવા માગે છે તેમને અમૂક લાઇબ્રેરીમાં જવું કાંઇ ભારે લાગે નહિ.

આ ઉપરાંત રેફરન્સના પુસ્તકોની, લાઇબ્રેરીયો અંદર અંદર લેવડદેવડ પણ કરે છે. તેથી નાની લાઇબ્રેરીયોને મોટીના કેટલાએક અમૂલ્ય ગ્રંથોનો લાભ મળે છે. શાખા લાઇબ્રેરીયોમાં સાધારણ રીતે બહુ મોટા રેફરન્સ વિભાગ હોતો નથી. ત્યાં તો કામચલાઉ સંગ્રહ હોય છે અને જો જરૂર પડે તો મૂળ પુસ્તકાલયમાંથી અમૂક ગ્રંથો મંગાવી શકાય છે.

રેફરન્સ વિભાગના લાઇબ્રેરીયનનું કામ ઘણું સખત છે. એ માણસ વિદ્વાન અને ખંતીલો તથા હોંશીલો પણ હોવો જોઇયે. ચીઢીયા સ્વભાવનો માણુસ લોકોને ખબર આપી શકશે નહિ. માટે અમેરિકામાં આ માણસો નિમવામાં ખાસ સંભાળ રાખવામાં આવે છે.

# પુસ્તકશાળામાં બાળવિભાગ.

---

નવા યુગની લાઇબ્રેરીઓએ બાળકની કદર કરી છે. આજનો બાળક તે ભવિષ્યનો નાગરિક છે એ વાત એણે સ્વીકારી છે. જુની ઢબની લાઇબ્રેરીઓ તો એમજ કહેતી હતી કે જે લોકો પુસ્તક લેવા આવે તેમનેજ પુસ્તકો આપવા, બીજાની દરકાર કરવી નહિ. પણ એ રીતે તો બિચારાં બાળક કદિ પણ લાઇબ્રેરીમાં જઇ શકત નહિ. સુભાગ્યે હવે આ નવો વિચાર ફેલાયો છે અને દરેક મોટી લાઇબ્રેરીમાં બાળ પુસ્તકાલયનો વિભાગ રાખવામાં આવે છે.

સૌથી પહેલી બાળ-પુસ્તકશાળા, નં. ૨૮ ની પ્રાથમિક વ્યાકરણ શાળાના પ્રિન્સિપાલ **મીસ એમીલી હેનારેની** સૂચના અને મહેનતથી, ન્યુયૉર્ક શહેરમાં ઇ. સ. ૧૮૮૫ માં સ્થાપવામાં આવી હતી. આ પછી તેના ધોરણ અને વ્યવસ્થામાં ફેરફાર ચાલુ રહ્યા અને કોઇક વાર મોટી લાઇબ્રેરીઓની એકઠી, અને કોઇકવાર જુદી, આ પુસ્તકશાળા ચાલી. ૧૮૯૦ માં આ કામ સ્થાયી થયું અને બ્રુકલીન લાઇબ્રેરીએ બાળવિભાગ દાખલ કર્યો. ૧૮૯૭ માં એક ભાષણ કરનારે જણાવ્યું છે કે યુનાઇટેડ સ્ટેટસમાં બધી મળી સોળ પુસ્તકશાળા હતી; અને દરરોજ ૩૫ થી ૬૫ ચોપડીઓ ઘેર લઇ જવામાં આવતી. પરંતુ ૧૯૧૦ માં એટલે ફક્ત બાર વર્ષ પછી એકલા ન્યુયોર્ક લાઇબ્રેરીમાંના બાળવિભાગમાંજ

દોઢ લાખ પુસ્તકો છે અને તેનો વાર્ષિક ફેલાવો બાવીસ લાખનો છે.

કેટલાએકનું કહેવું એમ હતું કે છોકરાઓને પુરૂષોની સાથે રાખવામાં કાંઇ હરકત નથી, ત્યારે બીજા એમ કહે છે કે તેમની વ્યવસ્થા જુદી કરવી જોઇએ. નાની લાઇબ્રેરીઓમાં તો તેઓ એકઠા હોય તો ચાલે પણ મોટી લાઇબ્રેરીઓમાં તો તેમની જુદી વ્યવસ્થા કરવાની જરૂર છે. સાધારણ રીતે બાળકો ગડબડ વધારે કરે અને બીજા વાંચનારને તે પસંદ પડે નહિ, અને તેઓ તો ગડબડની અંદર કામ કરી શકે છે. આ પ્રમાણે હવે લગભગ દરેક ઠેકાણે છોકરાઓનો જુદો વિભાગજ થઈ ગયો છે. આ રીતે જુદા થવાથી તેમની વ્યવસ્થા જુદા ધોરણ ઉપર થવાની છે અને હાલમાં બાળવિભાગોમાં નીચે પ્રમાણે કામ કરવામાં આવે છે.

૧. છોકરાઓને ઘેર લઇ જવાના પુસ્તકો સંબંધી સલાહ આપવામાં આવે છે.

૨. સામાન્ય વાંચનગૃહમાં તેમને ચોપાનીયા અને પેપરો આપવામાં આવે છે.

૩. રેફ્રન્સ માટે પુસ્તકોનો ઉપયોગ. આ રેફરન્સ ઘણુંખરૂં તેમના લેસન સંબંધી હોય છે.

૪. ઘણાંજ નાનાં બચ્ચાં સાથે કરવામાં આવતું કામ, રમકડાંની ચોપડીઓથી થાય છે.

૫. વાંચન સંબંધી ચિત્ર સાથે માહિતી આપવામાં આવેછે.

૬. ચુંટી કાઢેલા બાળકોને વાર્તા કહેવામાં આવે છે.

આ પ્રમાણે આટલા ખાસ કામ બાળવિભાગમાં કરવામાં આવે છે.

આ બાળવિભાગમાં કરવામાં આવતા કામની એક પછી એક તપાસી લેતા સૌથી પહેલી તપાસ પુસ્તકોની પસંદગી સંબંધી કરવી જોઇયે. આ વિષય ઉપર અમેરિકામાં ઘણી ઘણી ચર્ચા ચાલી ગઈ છે. કેટલાએક એમ કહેતા હતા કે છોકરાને જે વાંચવું હોય તે વાંચવા દેવું જોઇયે. ફક્ત તે પુસ્તકોની નૈતિક વલણ ખરાબ ના હોવી જોઇયે. વળી બીજાઓ એમ કહેતા હતા કે જે પુસ્તકોમાં સાક્ષર શૈલી ના હોય તે પુસ્તકો છોકરાના હાથમાં મૂકવાંજ ન જોઇયે. પરંતુ હવે તો આ બધામાંથી વચલો અને વ્યવહારૂ રસ્તો ત્યાં કાઢવામાં આવ્યો છે. સઘળે ઠેકાણે એક વાત તો કબુલ રાખવામાં આવી છે કે જે પુસ્તકો નીતિ સંબંધી નીચી ભાવનાવાળા હોય તે છોકરાંના હાથમાં ન જ મુકવા. ડહાપણભરેલી, સુઘડ, કલ્યાણકારી, સાદાઇ શીખવતી, સરળ, અને દિલ ઉશ્કેરે નહિ તેવી, તથા જીંદગીના જુઠા અને અસંભવિત બનાવો ન ચિતરતી હોય તેવી, ચોપડીઓ સાધારણ રીતે પસંદ કરવામાં આવે છે. પરંતુ પુસ્તક પસંદ કરનારે એક વાત લક્ષમાં રાખવી કે લાઇબ્રેરી ઉપરાંત પુસ્તક મળે તેવાં બીજાં ઠેકાણાં છે, અને જો લાઇબ્રેરીમાંથી મનપસંદ પુસ્તક નહિ મળે તો બાળકો કાંતો ખરીદવા જશે અથવા તો કોઈ કનેથી માગી લાવીને પોતાને પસંદ પડતા પુસ્તકો વાંચશે. આમ થશે તો એમના ઉપરનો સઘળો કાબુ જતો રહેશે, અને તેઓ તે સ્વચ્છંદપણે વાંચશે. માટે આમ

તેમને નસાડી મુકયા કરતા થોડીક ચોપડીઓ પસંદ કરવા લાયક ના હોય તો પણ લાઇબ્રેરીમાં બાળકોને ખુશ કરવા ખાતર રાખવી જોઇએ. જોર જુલમથી બાળકોને અમુક જાતની ચોપડીઓ વંચાવ્યા કરતા તેમની વૃત્તિઓજ એવી કેળવવી જોઇયે કે એમને ઉત્તમ પુસ્તકો ગમે એવું થાય તોજ સારો લાભ મળે. આ વાતમાં બાળ લાઇબ્રેરીના ઉપરીએ અને પુસ્તક પસંદ કરનારે એકઠા મળી કામ કરવું ઘટે છે.

છોકરાંના પુસ્તક વિભાગના કબાટોમાં હમેશ ઘણીજ ચોપડીઓ રાખવી જોઇયે. એ લોકો નવું વાંચવાના ઉત્સાહી હોય છે માટે નવો જથો આવે તો તેઓ તેનો ઘણી સારી રીતે ઉપયોગ કરે છે. કેટલાએક લોકો એમ ધારે છે કે જેમ કબાટો ભરેલાં હોય તેમ લાઇબ્રેરી ઉત્તમ. પણ કદાચ ખરી વાત એમ પણ હોય છે કે ખાલી કબાટો દેખાતાં હોય તે લાઇબ્રેરીમાં પુસ્તક વધારે હોય પણ તે તદન નવાં હોવાથી છોકરાં તે ઝપાટાબંધ ઉપાડી જાય એટલે કબાટ ખાલી લાગે.

છોકરાંને શું વાંચવાની સલાહ આપવી, અને તે કેવી રીતે આપવી કે જેથી કરીને છોકરાંને લાયકની ચોપડી મળે અને ચોપડીને લાયકનો છોકરો મળે એ વાત વિચારવા જેવી છે. છોકરાંના સંબંધમાં અવાય તોજ આ બાબતમાં સારૂં કામ કરી શકાય. એમના ખંડને માટે જુદું કેટલોગ રાખવું જોઇયે અને તેમને ઉપયોગી થઇ પડે તે પ્રમાણે તેમાં પુસ્તકના વિભાગ રાખી પુસ્તકના નામ સાથે તેમાંના વિષયનું વર્ણન કરવું જોઇયે, અને છોકરાંને તે વાપરવાને ઘણું ઉત્તે-

જન આપવું જોઇયે. વળી દરેક છોકરાંના મનનું વલણ તપાસીને ચોપડીઓ આપવાનું ઘણું જરૂરનું છે. કોઇવાર એમ કહેવામાં આવે છે કે છોકરાં ઘેર ચોપડીઓ લઇ જઇ વાંચતા નથી અથવા તો વાંચીને સમજતા નથી. આ વાતમાં કેટલુંક સત્ય રહેલું છે. આ વ્યવસ્થા સુધારવા માટે આ વિભાગમાં ઘણા લાયક માણસ રોકવામાં આવવા જોઇયે. વળી વાંચનના ખંડમાં વ્યવસ્થા પણ જાળવવી જોઇયે. આ બધાં કામ માટે ત્યાં સુશિક્ષિત સ્ત્રીઓ રોકવામાં આવે છે. અતિશય વ્હાલવાળી સ્ત્રીઓ પણ બહુ ઉપયોગી થઈ પડતી નથી. માટે દરેક રીતે યોગ્ય હોય તેમનેજ પસંદગી આપવી જોઇયે.

છોકરાંઓને ચોપડી ઘેર વાંચવા આપવા ઉપરાંત ત્યાં બેસીને વાંચવું હોય તો તે સગવડ પણ કેટલાંક પુસ્તકાલય કરી આપે છે. કેટલાએક વર્ગના બાળકોના ઘર છેક નીચી પંક્તિના હોય છે, અને કેટલાકના ઘરમાં તો અજવાળાની તાણ હોય છે. આવા બાળકો માટે પુસ્તકશાળામાંજ વાંચવાની સોઇ હોય તો લાભ થાય. બાળવિભાગમાં તેમને યોગ્ય કેટલાએક ચોપાનીયાં તથા સામાન્ય ન્યુસપેપર ત્યાંના વપરાશ માટેજ મૂકવામાં આવે છે. કેટલીએક લાઇબ્રેરીઓમાં તો બાળકોને ત્યાં બેસીને વાંચવાના વિશાળ ખંડ હોય છે. ઘણે ઠેકાણે આ ખંડમાં ચોપડીઓ નોંધાવ્યા સિવાય જવાય છે. વળી કેટલેક ઠેકાણે ચોપડીઓ નોંધાવીને પછી જવાય છે. આ બે રીતોમાં કાંઇક કાંઇક લાભ છે. ઘણા કહે છે કે ચોપડીઓ નોંધાવતા છોકરાંને કંટાળો આવે છે અને

તેથી એ નોંધાવાનું હોય તો તેઓ બરોબર ઉપયોગ કરતા અટકે છે. વળી બીજાઓ કહે છે કે એકવાર ચોપડીઓ નોંધાવી એટલે પછી વાંચન ખંડમાં બહુ તપાસ રાખવાની જરૂર રહેતી નથી. ફક્ત તેઓ તોફાન કે ઘણી ગડબડ કરે નહિ તેજ જોવાનું, અને થોડી ગડબડ કરે તેમાં તો કાંઇ બાધ ના હોવો જોઇએ.

આ ઉપરાંત ત્યાં જે કામ કરવામાં આવે છે તે ઘણા નાના બાળકો સાથે કરવામાં આવતું કામ છે. પહેલાં લાઇબ્રેરીઓની અંદર ઉમરનો બાધ રાખવામાં આવતો હતો. તે વખતે એમ ધારવામાં આવ્યું હતું કે નાના છોકરાં પુસ્તકોનો લાભ લેવાની લાયકાત ધરાવતા નથી. પણ હવે તો દરેકે દરેક બાળકનો હક સ્વીકારવામાં આવ્યો છે અને વાંચી શકે તેવા બધાં બાળકોને ઘેર ચોપડીઓ લઇ જવા રજા હોય છે. વાંચી શકતા ના હોય તેવા બાળકોને માટે જાત જાતના ચિત્રો, નકશાઓ અને એવાજ બીજા સાધનો રાખવામાં આવે છે. આ નકશાઓ તેમને ઘેર આપવામાં આવતા નથી. આ ચિત્રો પ્રખ્યાત ચિત્રકારના દોરેલાં હોય છે. વળી ઘેર આપવાને માટે ચિત્રોની ચોપડીઓ પણ હોય છે. વાંચી શકે તેવાં બાળકો ઘણી વાર તેમની સાથે તેમના નાના ભાંડુઓને તેડી લાવે છે. જો ચિત્રો નકશા વગેરે જોવા કાંઇ સાધનો હોય નહિ તો તે બિચારા ઓશિયાળા થઇ બેસી રહે અથવા તો બીજાને વાંચવા દે નહિ. વળી ઘણા બાળકો તો તીવ્ર બુદ્ધિના હોય છે અને તેમને આ સાધનોથી સારૂં ઉત્તેજન મળે છે. આ સાથે એટલું પણ યાદ રાખવું કે

પુસ્તકશાળા એ કાંઇ ચિત્રોનું પ્રદર્શન નથી. તેમાંના ચિત્રો ઘણીજ સંભાળથી પસંદ કરવા જોઇએ તથા તે વખતો વખત બદલવાં પણ જોઇએ.

પુસ્તકો તરફનો પ્રેમ બાળકોમાં વધારવા માટે અમેરિકામાં અનેક ઉપાયો યોજવામાં આવે છે. તેમાં કેટલીએક વાર પ્રદર્શનો ભરવામાં આવે છે. ઘણુંખરૂં આ પ્રદર્શન થોડા વખત માટે હોય છે, અને તે કોઇ ખાસ વિષયને લગતાં હોય છે, તેમ સામાન્ય પણ હોય છે. અમુક વિષયને લગતા પ્રદર્શન જોયા પછી છોકરાંમાં તે વિષય સંબંધી પુસ્તકો વાંચે છે. થોડા વખત ઉપર ઉત્તર ધ્રુવના પ્રદેશ સંબંધી પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. તેમાં એસ્કીમો નામના લોકોમાં વપરાતા દરેક જાતના વાસણો તથા ધોળા રીંછનાં શરીર, રૂંવાનો પોષાક તથા તેવી ઘણી વસ્તુઓ મુકવામાં આવી હતી, અને એસ્કીમો જેવા કપડા પહેરીને એક લાઇબ્રેરીની આસિસ્ટંટ બાઇ વખતો વખત તે પ્રદેશની વાતો ત્યાં આગળ કહેતી હતી. આને પરિણામે તે પ્રદેશ સંબંધની ઘણી ચોપડીઓ છોકરાં વાંચવા માટે લઇ ગયાં હતાં. આ લાભ બીજી કોઇ રીતે મળી શકત નહિ.

ચોપડીઓમાં રસ ઉત્પન્ન કરાવવાની બીજી રીત વાતો કહેવાની છે. આ સંબંધમાં કેટલેક ઠેકાણે મતભેદ છે. પરંતુ જો વાર્તા કહેનાર હોંશિયાર હોય અને વાર્તાનો વિષય કહેવાની ઢબ ઉપર ખાસ લક્ષ રાખવામાં આવે તો તેથી ઘણો લાભ થઇ શકે. વાર્તા સાંભળ્યા પછી તે વિષય તરફ છોકરાંની વૃત્તિ દોરાય છે અને તે સંબંધી તેઓ વધારે વાંચે છે.

કોઈકવાર કોઇ નવા લેખકને છોકરાંઓમાં જાણીતો કરવો હોય તો પણ તેના પુસ્તક સંબંધી વાતો કહેવાથી છોકરાં તેની તરફ વળે છે અને તેના પુસ્તકો વાંચે છે. પરંતુ આ બધાનો આધાર વાર્તા કહેનાર ઉપર રહે છે. વાર્તા કહેનારે સરખી બુદ્ધિના છોકરાંની અમુક સંખ્યા પસંદ કરવી જોઇયે. આ સંખ્યા વીસથી ચાળીસ સુધીની હોવી જોઇયે. આ લોકોને પછી તેમના સ્વભાવ મુજબ આગળ અથવા પાછળ બેસાડવા જોઇયે અને તેમની સાથે માયાળુપણે વર્તવું જોઇયે. મીઠાં સ્વરે, ધીમેથી અને તેમને રસ પડે તેવી રીતે વાર્તાની ઇમારત તેમના મનમાં ઠસાવવા જોઇયે. બાળ સ્વભાવ એવો છે કે જો ખાસ કરીને અમુક વાંચો એમ કહેવામાં આવે છે તો તેઓ તે કરતા નથી. માટે આડકતરી રીતે તેમનામાં જીજ્ઞાસા ઉત્પન્ન થાય તેમ કરવું જોઇએ.

કેટલીએક તરફથી બાળકો માટે તદનજ જુદી લાઇબ્રેરીઓ રાખવામાં આવે છે તે સામે વાંધા ઉઠાવવામાં આવે છે. આ વાંધાઓમાં કેટલીએક બાબતો તરફ ખાસ લક્ષ આપવા જેવું છે. તેઓ કહે છે કે બાળ લાઇબ્રેરીઓ તો સ્થાયી અને જાથુકની છે પણ તેના વાંચનારા દર વખત બદલાયા કરે છે. કારણ કે બાળક મટી તેઓ મોટા થાય છે એટલે તેઓ જતા રહેવાના. આપણે જાણીએ છીયે કે દરેક બાળક મોટું થવાનું અને તેમ થાય તે પ્રકૃતિનો નિયમજ છે. તો પછી આ બાળપણ વધારે વાર ટકે એટલે કે ફક્ત બાળ લાઇબ્રેરીઓમાંનાજ પુસ્તકો વાંચ્યાથી અને એકલા બાળકોનોજ સહવાસ રહેવાથી પુખ્ત બુદ્ધિ આવતા વાર

લાગે છે, અને બાળકબુદ્ધિ વધારે ટકે છે, આ વાંધામાં અને વાતમાં ઘણું સત્ય રહેલુ છે. માટે દરેક લાઇબ્રેરીઓએ બાળ લાઇબ્રેરીયોમાં ફક્ત બાળ ઉપયોગી પુસ્તકો ઉપરાંત કેટલા એક સામાન્ય વાંચનના પુસ્તકો પણ મુકવા જોઇએ; અને જેમ જેમ છોકરો મોટો થતો જાય તેમ તેને તેવા પુસ્તકો તરફ વાળવાનો પ્રયાસ કરવો જોઇએ.

વળી એમ પણ કહેવામાં આવે છે કે અમેરિકામાં બાળ પુસ્તકાલય ઉપર ઘણીજ દેખરેખ રાખવામાં આવે છે અને બાળકોને પુસ્તકો તરફ દોરવાનો પ્રયાસ ઘણીજ સખ્ત રીતે કરવામાં આવે છે. તેથી બે ગેરલાભ છે, એક તો બાળક પરાવલંબી, પારકી આશ રાખનારો થાય છે, અને આમ થાય છે તો સ્વતંત્રતાનું બીજ તેનામાં બરોબર ખીલતુ નથી. અને બીજો વાંધો એમ લેવામાં આવે છે કે અમુક પુસ્તકો સારાં છે એમ બાળકને વારંવાર કહેવામાં આવે એટલે જન-સ્વભાવના રીવાજ મુજબ તે પુસ્તકો તરફ તેને ધિક્કાર ઉપજે અને તે વાંચેજ નહિ. પરંતુ જો દુનિયામાં ઉત્તમ-ગણનાએ ગણાતું કોઇક પુસ્તક અચાનકજ તેના હાથમાં આવે અને તે વાંચીને પોતેજ તે ઉત્તમ છે એવી પરીક્ષા કરે તો જન્મારા સુધી આ પુસ્તક ઉપર તેનો પ્રેમ રહે અને તેથી એને ઘણોજ લાભ થાય. આ બન્ને વાંધાએ કાંઇક ખરા છે. પણ તેમનો ઉપાય પણ સહેલ છે. અમુક પુસ્તકોજ વાંચવાનું બાળકોને સીધી રીતે કહેવાની કાંઇજ જરૂર નથી. આડકતરી રીતે બાળકો એ પુસ્તકો તરફ દોરાય તેવા ઉપાય યોજવા જોઇએ, અને આવા ઉપાય યોજાશે એટલે છોકરાંઓને તે લાભ કરી શકશે અને તેમને તે પુસ્તકો

તરફ ધિક્કાર ઉપજશે નહિ. તેજ પ્રમાણે ઉત્તમ લેખકોના પુસ્તકો પણ તેમની નજર આગળ જાણે અકસ્માતથીજ આવતા હોય તેવી યોજના કરવી જોઇયે, અને આમ થવાથી આખી જીંદગી સુધી તેમની પ્રત્યે બાળકોનો પ્રેમ રહી જશે, અને સ્વતંત્રતાનું બીજ ખીલશે અને બીજા લાભ પણ થશે.

ઘણીવાર નિશાળના શિક્ષકો ફરીઆદ કરે છે કે બાળકો નિશાળનું લેસન કરવાનો વખત હોય છે ત્યારે લાઇબ્રેરીમાં પોતાનો કાળ ગાળે છે અને તેથી તેમના અભ્યાસમાં વાંધો પડે છે. વળી ઘણીકવાર બાળકો નિશાળે જઇને આવીને રમતગમતનો વખત લાઇબ્રેરીમાં ગાળે છે અને તેથી તેમના શરીરને નુકશાન પહોંચે છે. આ વાત ઉપર ધ્યાન આપવું જોઇયે છે. બાળકો નિશાળેથી આવે એટલે તેમને માનસિક વિશ્રાંતિની અગત્ય હોય છે, અને આવો વખત તેઓ રમત ગમતમાં ગાળે તો ઘણો લાભ થાય. આ માટે ત્યાંની બાળ લાઇબ્રેરીઓ અમુક વખતે ખાસ બંધ રાખવામાં આવે છે એટલે છોકરાને રમવા જવુંજ પડે. આવી બાબતોમાં શાળાના તથા લાઇબ્રેરીના કારભારીઓએ સાથે મળીને કામ કરવાની ઘણીજ અગત્ય છે, અને તેઓએ એકઠા વિચાર કરીને છોકરાને ઇજા ન પહોંચે તેવી ગોઠવણ કરવી જોઇયે.

બાળ લાઇબ્રેરીના રક્ષકે એક વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઇયે કે લાઇબ્રેરીના ખંડની અંદર જે પુસ્તકો બાળકોને મળે છે તે ઉપરાંત બીજા ઘણા પુસ્તકો તેઓને મળી શકે તેમ હોય છે. એટલે એણે તો બાળકનું મનજ એવું કરવું જોઇયે કે એને અમુક જાતના લાભદાયી પુસ્તકો વાંચ-

વાનુંજ ગમે. બાળ લાઇબ્રેરીયો પુસ્તકો બીજા લત્તામાં મોકલવાનું કામ કરે છે અને એવા બીજા ઉપયોગી કાર્યો પણ કરે છે.

લાઇબ્રેરીમાં બાળકો તોફાન ન કરે અને ચોપડીઓ બગાડે નહિ તેવી દેખરેખ શી રીતે રાખવી તે પણ એક પ્રશ્ન છે. બાળ લાઇબ્રેરીઓમાં થોડો અવાજ તો થાયજ અને તે થાય તેમાં ખાસ વાંધા જેવું કાંઇજ નથી. કારણ કે બાળકોને તેવા અવાજમાં કામ કરવાની અને વાંચવાની ટેવ પડેલી હોય છે. ચોપડીઓ ન બગડે તેવું કરવામાં તો જો બાળકોને પોતાને માથે કાંઇક જોખમદારી છે એવું એમના મનમાં ઠસે છે તો તેઓ ઘણીજ સંભાળ લે છે. "હું ચોપડી બગાડીશ નહિ." એવું સાદી ભાષામાં લખ્યું હોય તે વાંચીને તેની નીચે પોતાની સહી કરવાની હોય છે તોપણ બાળકના મનમાં જોખમદારીનો ખ્યાલ આવે છે અને તે પુસ્તકની સંભાળ સારી રીતે રાખે છે. બાળકોની સભાઓ કે મંડળીઓ સ્થાપવી હોય તો તે ઉપર ઘણી જ દેખરેખ રાખવાની જરૂર છે. નહિ તો તે ઉંધે રસ્તે જાય તેવો ભય રહે છે.

બાળલાઇબ્રેરીવાળો ખંડ કેવો અને કેટલો જોઇયે તેનો આધાર તેમાંના પુસ્તકોની સંખ્યા ઉપર રહે છે. સાધારણ રીતે ત્યાંનો દેખાવ ઘણો સાદો અને ઘર જેવો હોવો જોઇયે. કોઇ પણ રીતે બાળકનું ચિત્ત અસ્વસ્થ રહે તેમ થવું જોઇયે નહિ. આવા શાંત અને નિરાંત રહે તેવા સંજોગો જો ત્યાં ઉભા કરવામાં આવે છે તો બાળકને ઘણોજ લાભ થાય છે.

# પુસ્તકાલય અને નિશાળ.



આપણે ઉપર જોયું કે અમેરિકાના લોકો એમ માને છે કે પુસ્તકશાળા તે પ્રજા શિક્ષણનો એક વિભાગ છે. આમ હોવાથી પ્રજા શિક્ષણનો મૂખ્ય ભાગ જે નિશાળો છે તેની સાથે તેને ઘાડો સંબંધ હોવો જોઇએ. અને તે પ્રમાણે ત્યાં ઘણા ગામોમાં નિશાળ ખાતું અને પુસ્તકાલયનું ખાતું એકજ કમિટીના હાથ નીચે હોય છે. પરંતુ જો પુસ્તકાલયનું વ્યવસ્થાપક મંડળ જુદું હોય છે તોજ તેની વ્યવસ્થા ઉત્તમ અને લાભદાયી થઇ પડે છે. માટે વ્યવસ્થાપકમંડળ જુદું રાખવું પરંતુ નિશાળ સાથે હળી મળીને કામ લેવું તે ઘણું ફાયદા ભરેલું માલૂમ પડે છે. શાળા અને પુસ્તકાલય બન્ને કેળવણી પ્રચારનું કામ કરે છે. નિશાળમાં છોકરા પાસે કામ બરોબર સખ્તાઇથી, ફરજીયાત રીતે લેવામાં આવે છે તથા તેના વખતની હદ બાંધેલી હોય છે. પુસ્તકાલયમાં છોકરો મનમોજી રીતે તથા ગમે તે વખતે વાંચે છે. નિશાળ કરતાં નિશાળની બહાર વાંચવાની ટેવ પડી હોય છે તો તેનો લાભ આખો જન્મારો મળે છે. નિશાળની અંદર વાંચવાની ટેવ પડી હોય છે તો તે નિશાળ છોડયા પછી ઘણી ખીલતી નથી.

દરેક નિશાળને અંગે નાની મોટી લાઇબ્રેરી હોય તે સારૂં છે. પરંતુ આ લાઇબ્રેરીઓ ઘણી મોટી હોય તો પછી ગામમાં વગર જરૂરે તેમાંના પુસ્તકો બેવડાઇ જાય છે. આને બદલે અમેરિકામાં એક ગામમાં નિશાળો સાથે મળીને કામ

લેવાનો ઘણી સારી ગોઠવણ થઈ છે. દરેક નિશાળમાં તો થોડી ઘણી જરૂરી ચોપડીયો, થોડીક રેફરન્સની ચોપડીયો, તથા થોડીક આડી અવળી ચોપડીયોજ હોય છે. આ ઉપરાંત જે જે ચોપડીયોની જરૂર પડે તેને માટે નિશાળો સાર્વજનિક લાઇબ્રેરીયો ઉપરજ આધાર રાખે છે. સાર્વજનિક પુસ્તકાલય બે રીતે મદદ કરે છે. એક તો વિદ્યાર્થીઓને તથા શિક્ષકોને પુસ્તકાલયના મકાનની અંદરજ કેટલાએક ખાસ લાભ આપે છે. દાખલા તરિકે શિક્ષકોને આપવાના પુસ્તકોની સંખ્યાની હદ ઠરાવેલી નથી અને છોકરાઓને રજાના દિવસોમાં પુષ્કળ પુસ્તકો ઘેર વાંચવા આપે છે. બીજી રીત એ છે કે દરેક નિશાળમાં લાઇબ્રેરીયો તરફથી ફરતા પુસ્તકાલય મૂકવામાં આવે છે. આ પુસ્તકાલયની ચોપડીયો વારંવાર બદલાય છે અને તેના લાભ નિશાળને મળે છે.

ન્યુયોર્ક પબ્લીક લાઇબ્રેરીયે આ સંબંધમાં ઘણી સારી યોજના કરી છે. પોતાના કામ માટે તેણે શહેરના વિભાગ એવી રીતે કર્યા છે કે દરેક વિભાગમાં એક શાખા લાઇબ્રેરી તથા કેટલીએક શાળાઓ સમાઈ જાય છે. અને દરેક શાખામાં એક સ્કુલ આસિસ્ટંટ નિમવામાં આવે છે. આ આસિસ્ટંટ પોતાના વિભાગની નિશાળોમાં ફરે છે અને માસ્તરોને નવા પુસ્તકોની માહિતી આપે છે તથા બીજી સગવડોની ખબર આપે છે તથા તેમની જરૂરીઆતો હોય તે સંબંધી તપાસ કરે છે, આ આસિસ્ટંટો લાઇબ્રેરીના ઉપયોગ વિષે ભાષણો આપે છે અને નિશાળોની લાઇબ્રેરીયોમાં પણ કયા પુસ્તકો લેવા તે સંબંધી સલાહ આપે છે. માસ્તરોયે અમુક વિષય

શીખવવા માટે કયા પુસ્તકો વાંચવા તે પણ જણાવે છે અને બીજી દરેક રીતની બને તેટલી મદદ આપે છે.

દરેક નિશાળની અંદર મુખ્ય લાઇબ્રેરી તથા શાળા લાઇબ્રેરીના નિયમો બધા વાંચે તેવી જગોએ રાખવામાં આવે છે. આ ઉપરાંત દરેક નિશાળને કઇ લાઇબ્રેરી પાસે પડશે તે તથા શિક્ષકોને તથા વિદ્યાર્થીઓને તેમાં શા શા ખાસ હક્ક આપવામાં આવેલા છે તે બધું જણાવેલું હોય છે. અને શિક્ષકોને ખાસ ઉપયોગના નવા પુસ્તકોની યાદીઓ પણ ત્યાં મોકલવામાં આવે છે. તથા બીજી ઘણી ઉપયોગી વિગતો ત્યાં આગળ જાહેર કરવામાં આવે છે.

કેટલીએક શાળાના વિદ્યાર્થીઓને અમુક વિષય ઉપર ભાષણો સાંભળવા લાઇબ્રેરીમાં બોલાવવામાં આવે છે. ખાસ ચીજોના પ્રદર્શનો અને સંગ્રહ જોવા માટે વિદ્યાર્થીઓને ઘણું ઉત્તેજન આપવામાં આવે છે અને તેમને બધી વાતની ત્યાં સમજ પાડવામાં આવે છે. વળી રેફરન્સના પુસ્તકોમાં શું હોય છે, કંઈ વાત જાણવી હોય તો શેમાં જોવું વગેરે સમઝણ પણ તેમને પાડવામાં આવે છે. વિદ્યાર્થીઓને અને ખાસ કરી ગરીબ વિદ્યાર્થીઓને તો પોતાનો નિશાળનો અભ્યાસ તથા લેસન લાઇબ્રેરીમાં બેસીને કરવાનું ઉત્તેજન આપવામાં આવે છે. લાઇબ્રેરીમાં શબ્દકોષ તથા બીજાં રેફરન્સનાં પુસ્તકોની સવડ તેમને મળે છે તથા તેમના ઘર કરતાં ત્યાં હવા ઉજાશપણ સારાં હોય છે. અને લાઇબ્રેરીમાં તેમનું મન રમત તરફ ના દોરાતાં અભ્યાસમાંજ રહે છે કારણ કે ત્યાંનું બધું વાતાવરણજ એવું હોય છે. વળી ત્યાં

રવિવારની ધાર્મિક શાળાઓ હોય છે. તેને પણ લાઇબ્રેરીયો ઘણી રીતે મદદ કરે છે.

આ ઉપરાંત નિશાળોમાં ચાલતી ચોપડીયો ધીરવાનું કામ પણ કેટલીએક લાઇબ્રેરીઓ કરે છે. આ પુસ્તકો શિક્ષકોને શીખવવાના કામ સારૂ અને વિદ્યાર્થીઓને અભ્યાસ માટે અપાય છે. પરંતુ બધી લાઇબ્રેરીયો આ રિવાજ માન્ય કરતી નથી. વિદ્યાર્થીઓ ઘણીવાર ઘેરથી પુસ્તકો લઇને તે ફાડી નાંખ્યા પછી બાપની બ્હીકે લાઇબ્રેરીમાંથી લઇ આવે છે; તથા વિદ્યાર્થીઓને હાથે પુસ્તકો ઘણા બગડે છે અને ખોવાય પણ છે. આ બધાની માથાફૂટ પડવાથી વિદ્યાર્થીઓ જે શાળાઓમાં ભણતા હોય છે તેમને આ પુસ્તકો આપવા ઘણી લાઇબ્રેરીયોએ બંધ કર્યાં છે. ખાનગી વિદ્યાર્થીઓ તથા શિક્ષકો આવા પુસ્તકોનો લાભ લે છે. કોઇકવાર શાળાના શિક્ષકો તથા લાઇબ્રેરીયનોને બરોબર બનતું નથી. બન્ને જોડે એકજ સામાન્ય હેતુ માટે યત્ન કરે છે તો પણ કોઇકવાર પ્રતિસ્પર્ધિપણાનો ભાવ ઉત્પન્ન થઇ જાય છે. આમ ના થાય માટે શિક્ષકો અને લાઇબ્રેરીયનોની સભાઓ વખતો વખત મેળવવામાં આવે છે અને તેથી ઘણા લાભ થાય છે.

કેટલીકવાર એમ ફરીયાદ થાય છે કે લાયબ્રેરીમાં જવાથી છોકરાં પોતાનું લેશન બરોબર કરતા નથી. આ ફરીયાદ ઉપર ઘણી લાઇબ્રેરીયો લક્ષ આપે છે અને વર્ષના અમુક ભાગમાં છોકરાઓને ઘણીજ થોડી ચોપડીયો વાંચવા માટે અપાય છે. આ ઉપરાંત છોકરાઓ કસરત કરવાના કે ખુલ્લી હવાખાવાના વખતમાં લાઇબ્રેરીયોમાં ના બેસી રહે તે ઉપર લક્ષ આપવામાં આવે છે.

લાઇબ્રેરીથી બીજું પણ એક ખાસ કામ સરે છે. નિશાળોની અંદર વિદ્યાર્થીઓ તરફ સમગ્રે લક્ષ આપવામાં આવે છે, એટલે દરેક વિદ્યાર્થીઓના મનની વલણનો ત્યાં અભ્યાસ થઇ શકે તેમ નથી. આમ હોવાથી વિદ્યાર્થી પોતે પણ પોતે કયા કામ માટે લાયક છે તે બરોબર સમજી શકતો નથી. પણ લાઇબ્રેરીમાં—અને ખાસ કરીને ખુલ્લા કબાટ-વાળી લાઇબ્રેરીમાં તો તેની આગળ વિવિધ વિષયો ઉપરની અસંખ્ય ચોપડીઓ પડેલી હોય છે. આ ચોપડીયો તપાસ્યાથી તરતજ તેનું મન અમુક વિષય તરફ વળે છે. અને ધીમે ધીમે તે તેનો અભ્યાસ કરે છે અને છેવટે પોતાને કયા ધંધામાં વધારે રસ પડશે અને વધારે સારી રીતે ફાવશે તે સહેલાઇથી નક્કી કરી શકે છે.

---

# ફરતાં પુસ્તકાલય.

---

ફરતી લાઇબ્રેરીયો ને કલબોમાં, નિશાળમાં, શહેરના અમુક વિભાગોમાં કે અમુક જાતની વસ્તીમાં ફેલાવવાને કરેલો પુસ્તકોનો સંગ્રહ છે. આવી ફરતી લાઇબ્રેરીયો કાંતો રાજ્ય તરફથી થાય છે, અથવા મંડળો તરફથી કે ખાનગી આસામીયો તરફથી થાય છે. આપણા દેશમાં વડોદરાના ગાયકવાડ મહારાજે રાજ્યને ખરચે આવી ફરતી લાઇબ્રેરીયો કરી છે. મુંબાઇમાં સોશીયલ સર્વીસ લીગ નામના

મંડળે શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળાની મદદથી આવી લાઇબ્રેરીયો કરી છે. આ જાતની લાઇબ્રેરીયો જે લોકો સ્થાયી પુસ્તકાલયની મદદ લઇ શકે એવી સ્થિતિમાં હોતા નથી તેમને માટે કરવામાં આવે છે. આ લાઇબ્રેરીયોની વ્યવસ્થા ઘણી સારી રીતે થવી જોઇએ. નહિ તો જેમને માટે તે યોજના થઇ હોય તે લોકોને તે ખપ લાગે નહિ અને બીજા તેનો લાભ લઈ જાય. ન્યુયોર્કમાં ફરતી લાઇબ્રેરી છે તેની વ્યવસ્થા ત્યાંની સ્થાયી સાર્વજનિક લાઇબ્રેરીવાળાજ કરે છે. ૧૯૦૮ ના વર્ષમાં તેમાં ૫૦૦૦૦ ચોપડીયો હતી અને તે ખાતે ૧૭ આસિસ્ટંટ હતા. અને નિશાળો, ફાયર એન્જીન સ્ટેશનો, દુકાનો વગેરે થઇને ૭૧૭ તેના થાણા કર્યા હતા અને લગભગ દસ લાખ પુસ્તકોનો ફેલાવો તેથી થયો હતો.

આ ફરતી લાઇબ્રેરીયો બે રીતે ગોઠવવામાં આવે છે. એક રીતમાં તો ચોપડીયોની નક્કી કરેલી સંખ્યા એક પેટીમાં મુકવામાં આવે છે. અને દરેક પેટીયોમાં જુદી જુદી ચોપડીયો હોય છે. બીજી રીત એવી છે કે જેવા માંગનારા હોય તે ખરની ચોપડીયો અને તેઓ માંગે તે પ્રમાણની સંખ્યા જુદી જુદી પેટીયોમાં રાખવામાં આવે છે. આ જાતમાં લોકોને પસંદગી કરવાનો લાભ મળે છે. પણ આમાં એ વાર્તાની ચોપડીયોના ફેલાવા ઉપર તો અંકુશ રાખવોજ જોઇયે. આ પેટીયો ફેરવવાની રીત એમ છે કે કોઇ ગામમાં અથવા ગામના જીલ્લામાં કોઈ માણસ આખા પેટીની જોખમદારી પોતાને માથે રાખે અને જે ચોપડીયો

વપરાય તેનો હિસાબ રાખવાનું કહે, તેને એક પેટી સોંપવી અને તેમાંની ચોપડીયો ઘણી ખરી વંચાઈ રહે એટલે તે પેટી મંગાવી લઈ તેને બદલે બીજી આપવી. આવા સ્ટેશનો એટલે જે જે સ્થળોએ પેટીયો રાખી હોય તે બધાની તપાસ કરવા માટે આસિસ્ટંટ રાખ્યા હોય તો બહુ લાભ થાય. આ પેટીયોમાં કોઇક વાર ખાસ ધંધાને લગતી ચોપડીયો પણ રાખવામાં આવે છે અને તેનો ઉપયોગ કરી શકે તેવી કલબ કે સંસ્થામાં તે મોકલી આપવામાં આવે છે.

"ગૃહ પુસ્તકાલય" તે આ ફરતા પુસ્તકાલયનો એક પ્રકાર છે. આમાં એમ કરવામાં આવે છે કે પુસ્તકોનો એક નાનો સંગ્રહ એક અમુક માણસના ઘરમાં મુકવામાં આવે અને તેનો લાભ તે તેના આડોશ પાડોશના માણસોને આપે છે. આ પ્રકારની લાઇબ્રેરીયો કોઈ બાળકને પણ સોંપવામાં આવે છે, અને અઠવાડીયામાં એક બેવાર તે પોતાની પાડોશના બીજા છોકરાઓને એકઠા કરે અને તે વખતે ફરતી લાઇબ્રેરી ખાતાનો કોઇ માણસ ત્યાં આવી તેમની સાથે પુસ્તકો સંબંધી અને અમુક વિષય ઉપર વાતચીત કરે અને તેમને તે બાબતમાં સલાહ આપે, આમ થવાથી આ છોકરાઓ વાંચનના ઘણા શોખીન થાય, અને આગળ જતા તેમનું મંડળ એક અભ્યાસ કરવાની સંસ્થામાં ફેરવાઇ જાય, અને પોતાની પાસેના પુસ્તકોમાં વધારો કરવાને આતુર થાય. કોઇક વાર કદાચ એમ પણ બને કે જેને ઘેર સંગ્રહ હોય તેજ એકલો અંદર રસ લીધા કરે અને આસપાસનાઓ બધા રસ લેતા બંધ થઈ જાય. આવે

વખતે આ એક જણના શોખ ખાતર પણ તેની પાસે નાનો સરખો સંગ્રહ ત્યાં આગળ રહેવા દેવામાં આવે છે.

આ બધી વાતોમાં એક ખાસ ભય એ છે કે કદાચ છોકરાઓ આવી જાતની લાઇબ્રેરીયોનો ઉપયોગ કરવામાં સ્થાયી અને મૂખ્ય લાઇબ્રેરીનો ઉપયોગ કરી તેનો લાભ લે નહિ. જો મૂખ્ય લાઇબ્રેરીનો લાભ લેતા અટકે તો તેથી નુકશાન ઘણુંજ થાય. કારણ કે આવાં ગૃહ પુસ્તકાલયમાં તો પુસ્તકોની સંખ્યા ઘણીજ થોડી હોય છે. અને મૂખ્ય લાઇબ્રેરીમાં તો પુષ્કળ પુસ્તકો ઉપરાંત બીજા પણ ઘણા લાભ મળે તે આપણે આગળ જોયું છે. બાળ લાઇબ્રેરીની અંદર જે રમકડાંઓ ગોઠવેલાં હોય છે અને જે વાર્તાઓ વખતો વખત કહેવામાં આવે છે તેથી ઘણોજ લાભ થાય, તે બધો લાભ આ ગૃહ પુસ્તકાલયથી થાય નહિ. બાળક મૂખ્ય લાઇ-બ્રેરીમાં જઇ શકે તેમ હોય નહિ તોજ, અથવા તો જો ગૃહ લાઇબ્રેરીને લીધે તે લતાના બીજા છોકરાઓ વાંચવા તરફ દોરાય તેમ હોય તોજ, આ ગૃહ લાઇબ્રેરીયો ઉપ-યોગી થઇ પડે. નહિ તો તો તેથી ઉલટો ગેરલાભ થાય. જો આ ગૃહ પુસ્તકાલય કોઇ જુદા વ્યવસ્થાપકના હાથમાં હોય છે તો તેનો ગેરઉપયોગ થવાનો સંભવ ઘણો રહે છે, કારણ કે પોતાના ઉત્સાહમાં ને ઉત્સાહમાં તે આ ગૃહ પુસ્ત-કાલયનો ફેલાવો વધારેને વધારે કર્યા કરે છે અને તેને લીધે જ્યાં તેની બિલકૂલ જરૂર હોય નહિ ત્યાં પણ તે મોકલવામાં આવે છે અને તેથી મૂખ્ય પુસ્તકાલયનો લાભ એટલો ઓછો લેવાય છે. આ વાત એકલી ગૃહ લાઇબ્રેરીયોનેજ લાગુ નથી

પડતી પણ ફરતી લાઇબ્રેરીયોના સંબંધમાં પણ ધ્યાનમાં રાખવાની છે. કેટલાએક એવા પણ દાખલાઓ જોવામાં આવ્યા છે કે એક ગૃહ પુસ્તકાલયના સભાસદો પોતાની નિશાળમાં મૂકેલી ફરતી લાઇબ્રેરીનો ઉપયોગ કરે તેમજ પડોશમાં આવેલી કોઈ શાખા પુસ્તકશાળામાંથી પણ ચોપ-પડીયો લઇ આવે. આવા દાખલાઓમાં આ ચોપડીયો નિર-ર્થક ખેવડાવાથી નુકશાન થઈ જાય છે.

જે લતાઓમાં વસ્તી ઓછી હોય છે અને તેથી ત્યાં શાખા લાઇબ્રેરી રાખવામાં આવતી નથી તેવી જગો માટે આ ફરતી લાઇબ્રેરીયો ઘણુંજ ઉપયોગી કામ કરે છે. ઘણી વાર છેક નાના ગામડામાં પણ લાઇબ્રેરી સ્થાપી શકાય તેમ હોતું નથી. આવા ગામડામાં પણ આ ફરતી લાઇ બ્રેરીયોથી ઘણો લાભ થઇ શકે. આ ઠેકાણે ખાસ જરૂર આ ફરતી લાઇબ્રેરી માટે સારી જગો તથા તે માટે સંભાળ લેનાર સોધી કાઢવાની છે. તે માટે નિશાળનું મકાન ઠીક પડે છે. ઘણીવાર દેવળમાં પણ તે મૂકવામાં આવે છે. પણ જો નિશાળમાં મૂકવામાં આવે છે તો રજાઓમાં તથા નિશાળના વખત પછી તેના પુસ્તકોનો ઉપયોગ બરોબર લઇ શકાતો નથી. અને જો દેવળમાં મૂકવામાં આવે છે તો અન્ય પંથના ખ્રિસ્તિઓ જેમકે, જ્યુ વગેરે લોકો તેનો લાભ લેતા ખંચકાય છે. આમ હોવાથી ગામના જાણીતા દવા વેચનારાને ત્યાં ઘણીવાર આ લાઇબ્રેરીયો રાખવામાં આવે છે. ત્યાં જતાં કોઇ પણ માણુસ ખચકાતું નથી. તથા તે દવાવાળો પોતે પણ તેવી લાઇબ્રેરી રાખવા ઘણો ખુશી

હોય છે. કારણકે તેથી તેની દુકાન લોકોમાં વધારે જાણીતી થાય છે અને પરિણામે તેની ઘરાકી વધવાનો સંભવ રહે છે. પોતાની દુકાનમાં ફરતી લાઇબ્રેરીના પુસ્તકો રહે તે એ વાત તે જાહેર ખબરમાં મૂકે તેમાં પણ વાંધો લેવો જોઇયે નહિ. ફક્ત તે કોઇ જુદી વાતો લખે નહિ તેટલું જોવાનું. કદાચ એમ બને કે આ વ્હેપારી ઘણો કામાર્થું હોય તેથી પુસ્તકો ઉપર દેખરેખ રાખી શકે નહિ. આમ હોય તો તેટલું કામ ઉત્સાહી પુરૂષોએ વિદ્યાવૃદ્ધિ માટે પોતે ઉપાડી લેવું જોઇએ.

જેમ બીજી લાઇબ્રેરીયોમાં ઘણી સારી વ્યવસ્થા હોય તો બહુ લાભ થાય છે તેવીજ રીતે આ ફરતી લાઇબ્રેરીયોમાં પણ વ્યવસ્થા ઉપર ઘણો આધાર રહે છે. આ લાઇબ્રેરીયો જુદા જુદા શોખવાળા અને પછાત રહેલા ગામોમાં રાખવામાં આવે છે. માટે તેના વ્યવસ્થાપકોએ દરેક ઠેકાણાના લોકોના શોખ તથા જરૂરીયાતોનો અભ્યાસ કરી તે પ્રમાણે પુસ્તકો તે ઠેકાણે મોકલવા જોઇયે. આમ થવાથીજ તેથી ધારેલો લાભ થઇ શકે.

---

# વ્હેપારી વર્ગ તથા કારીગર વર્ગ માટેની લાઇબ્રેરીયો.

---

સાધારણ રીતે વાંચનારા ત્રણ પ્રકારના હોય છે. એક તો બાજા ધંધામાંથી પરવારી અને આશાએશ માટે વાંચ

નારા હોય છે. આવા લોકો સાધારણ રીતે વાર્તાના પુસ્તકો વિશેષ વાંચે છે. બીજા ધંધામાં મદદ મળે માટે વાંચનારા હોય છે. આની અંદર વ્હેપારી વર્ગ, મંત્રશાસ્ત્રીઓ(?) અને બીજા હુન્નરના કારીગરો વગેરે સમાઇ જાય છે. ત્રીજા વર્ગમાં થોડું ઘણું જાણીને ખબર મેળવનારા આવે છે. આ લોકોને પોતાના ધંધા અંગે તેમજ કાંઇ બીજા કામ સારૂં પણ અમુક વિષય સંબંધી કાંઇક ખબરની જરૂર પડે છે. આ ત્રણે વર્ગમાંથી બીજો વર્ગ વાંચીને પોતાના ધંધામાં ઘણોજ લાભ મેળવી શકે, દેશનો હુન્નર ઉદ્યોગ વધારી શકે અને દેશને આબાદાન બનાવવામાં મદદ કરે. ખેડુત લોકો પણ આ વર્ગમાં આવી જાય. અમુક પ્રકારનું વાવેતર શી રીતે સારૂં થાય અને તેમાં કયું ખાતર ઠીક પડે, તથા તેનો પાક વધારે તથા સારા પ્રકારનો શી રીતે નિપજે તે બધી બાબત પુસ્તકોમાંથી અભ્યાસ કરી જાણી શકાય. અમેરીકામાં આ પ્રકારના વાંચનારાઓને જોઇએ તેવી સવડ અત્યાર સુધી નહોતી. અને આ વાંચનારા મોટે ભાગે પુરૂષો હોવાથી વચમાં એમ પણ કહેવાતું હતું કે અમેરિકાની લાઇબ્રેરીયો તે સ્ત્રીઓ માટે છે. પરંતુ આ પ્રકારના પુસ્તકોની બહાર પડેલી સંખ્યાજ ઘણી થોડી હતી. હવે તેમાં વધારો થયો છે, અને લાઇબ્રેરીયોએ પણ તેવા પુસ્તકો હવે ઘણા ખરીદ કરવા માંડયા છે. આ પ્રકારના પુસ્તકોનો ઉપયોગ ખાસ અભ્યાસ કરતા સહેજસાજ જોવામાં-રેફરન્સ કરવામાં-વધારે થાય છે. વળી આ વર્ગ એવો હોય છે કે તેમાંના ઘણા માણસોના મનમાં અમુક જાતના વિચારો આવે ખરા પણ તેમને

ખબર હોતી નથી કે તે બધા વિચારોનો ખુલાસો અને તેમની શંકાઓનું નિવારણ પુસ્તકોમાં આપેલું હોય છે. વળી લાઇબ્રેરી એટલે સાધારણ માણસોના મનમાં તો એમજ આવે છે કે તેમાં વાર્તાના, સાહિત્યના, નાટકોના અને ઇતિહાસના પુસ્તકો હોય. પરંતુ ત્યાં આગળ ધંધાદારીયોને ઉપયોગી પુસ્તકો કે વ્હેપારમાં ખપ લાગે તેવી ખબર મેળવવાના સાધનો હશે એમ ઘણા લોકો જાણતા નથી. ઇલીઝાબેથના વખતમાં કેવા લુગડા પહેરતાતા અથવા તો શેક્સપીયરનો સમકાલીન નાટકકાર, ફ્રાન્સમાં કોણ હતો તે જાણવા માટે લોકો સહજ લાઇબ્રેરી તરફજ દોરાય છે, પણ દુકાન શોભાવવા માટે શું કરવું, અમુક જાતનો સામાન પેક કરવામાં શી વાત ધ્યાનમાં રાખવી, તથા અમુક ઠેકાણે મોકલવાનો માલ કયે રસ્તે મોકલવાથી ફાયદો થશે, તે જાણવું હોય તો લોકોની લાઇબ્રેરી તરફ ન જતાં અંદર અંદરજ પૂછપરછ કરે છે. જાણે કે છાપવાની કળાની શોધજ થઈ ના હોય તે પ્રકારનું વર્તન તેઓ આ બાબતમાં કરે છે. અને લાઇબ્રેરીયો તેમને માટે છેજ નહિ એમ ધારી લે છે. આથી ઘણો લાભ થતો અટકે છે.

અમેરિકાની લાઇબ્રેરીયોનું ધ્યાન હવે આ વાત તરફ દોરાયું છે. અને આ સ્થિતિમાં સુધારો કરવા તરફ તેમણે ધ્યાન આપવા માંડયું છે. સૌથી પહેલાં તો તેઓએ વ્હેપાર ઉદ્યોગ હુન્નર અને ધંધા સંબંધી પુસ્તકોની સંખ્યા બને તેટલી વધારી દીધી. બીજું ત્યાંની મોટી લાઇબ્રેરીયોએ વ્હેપાર ઉદ્યોગનું એક જુદું ખાતુજ રાખવા માંડયું છે. અને આ પ્રકારના પુસ્તકોની ઘણીજ માહિતી ધરાવનાર માણસના હસ્તક તે

સોંપવામાં આવે છે, ત્યાં જનારા લોકોની સગવડ સાચવવાની સારી સંભાળ લેવામાં આવે છે. ત્યાર બાદ આ પ્રકારના પુસ્તકોનો વિભાગ પોતાને ત્યાં છે તે પ્રકારની જાહેરખબરો આ ધંધાદારી લોકોમાં ફેલાવવામાં આવે છે. ત્યાં તેમને શી શી સગવડો અને શા લાભ મળી શકશે તે સંબંધી તેમને કહેવામાં આવે છે. અત્યાર સુધી આ પ્રકારની સગવડ હતી નહિ તેથી આ લોકોએ પોતાના જુદા પુસ્તકાલય પણ અમુક રીતે સ્થાપ્યાં છે. દરેક ધંધાની એસોસિએશનોએ પોતાના ધંધાને લગતાં પુસ્તકો રાખવા માંડ્યા છે. આમ કરવાથી જોઇયે તેટલો લાભ થતો નથી. મોટી લાઇબ્રેરીમાં આ પુસ્તકો હોય અને તેનો લાભ લેવાતો હોય તો ઘણો લાભ થાય અને ખર્ચમાં ફાયદો પડે. હવે તો મોટી લાઇબ્રેરીયોએ આ કામ તરફ લક્ષ આપ્યું છે એટલે દરેક રીતે ફાયદો થઇ શકશે.

જે મોટી લાઇબ્રેરીમાં આ વિભાગ કરવામાં આવ્યો છે ત્યાં આગળ તે વિભાગનો લાઇબ્રેરીયન આ બધી બાબતોથી જાણીતો હોય તેવો રાખવામાં આવે છે. અમેરિકામાં લાઇબ્રેરી આસિસ્ટંટ તરીકે ઘણુંખરૂં સ્ત્રીઓ હોય છે. પણ કેટલાએકનું કહેવું એમ છે કે આ વર્ગના લોકો પોતાને જોઇતી ખબર સ્ત્રીઓ પાસેથી પૂછતા નથી. કોદાળી, કુહાડા કે વાંસલાની વાતો સ્ત્રીઓ આગળ આ મીકેનીક-મજૂર વર્ગના લોક પૂછે નહિ તે સ્વાભાવિક છે. ઘણે ઠેકાણે આ ખાતાનો આસિસ્ટંટ પુરૂષજ રાખવામાં આવે છે અને સાધારણ રીતે તે ટેકનોલોજીના વિષયમાં ગ્રેજ્યુએટ થયેલો હોય છે.

આ પ્રકારની લાઇબ્રેરીમાં ખાસ વાત ધ્યાનમાં રાખવાની એ છે કે એમાંની ચોપડીઓ તદન નવી આવૃત્તિવાળીજ હોવી જોઇયે. જો તે જુની થઇ જાય છે તો ઘણા દાખલ થયલા સુધારા વિષે તેમાં કાંઇ હોતું નથી અને કામદાર વર્ગ તે જાણે છે એટલે તે લાઇબ્રેરીમાં જતો અટકે છે. માટે ચોપડીઓ તદન છેલ્લીજ સુધારેલી આણતા રહેવાની તજવીજ થવી જોઇયે. વળી કેટલીક લાઇબ્રેરીયો ઉદ્યોગશાળાઓમાં પોતાને ત્યાંની ચોપડીઓના લીસ્ટ મોકલે છે તથા સ્થાનિક પેપરોમાં તે પ્રકટ કરી લોકોમાં જાણીતા કરે છે. તેથી ઘણો લાભ થાય છે. આ લીસ્ટ બનતા સુધી વિગતવાર હોવા જોઇયે અને તેમાં કેટલાંએક વિષયોના તો ચિત્ર પણ હોવાં જોઇયે. આમ થાય તોજ ઘણો લાભ થાય. વળી કેટલાએક કારીગર લોક પોતાના ધંધા ઉપરથી બારોબાર લાઇબ્રેરીમાં જતા અટકે છે કારણકે તેમના મનમાં એમ હોય છે કે ઘેર જઇ કપડાં બદલ્યા વગર લાઇબ્રેરીમાં જઇયે તો ખોટું દેખાય. આવા લોકોના મનમાં લાઇબ્રેરી આસિસ્ટંટોએ ઠસાવવું જોઇયે કે તેમને જરૂર પડે તે વખતે તરતજ લાઇબ્રેરીનો લાભ લેવામાં ખોટું દેખાય નહિ. કપડાં બદલવા ઉપર વાત આવે તો માણસ અળસાઇ જાય છે અને લાઇબ્રેરીમાં ગયા વગર ચલાવી લે છે. કેટલીક લાઇબ્રેરીયોમાં તો, વિદ્યાર્થીઓને ખપ લાગે તે પ્રમાણે હુન્નરોના પ્રદર્શનની અને તેવીજ બીજી ગોઠવણો પણ કરેલી હોય છે અને તેનો લાભ ઘણા વિદ્યાર્થીઓ લે છે.

---

# પુસ્તકોની પસંદગી અને ખરીદી.

---

કોઇ પણ જાતના પુસ્તકો આણવાનો વિચાર કરતા પહેલા લાઇબ્રેરી કયા લત્તામાં છે અને પુસ્તકો કયા વર્ગના લોકોના ઉપયોગ માટે આણવાનાં છે તેનો વિચાર કરવો જોઇયે. આ વિષયમાં મૂખ્ય બે બાબતો ધ્યાનમાં લેવાની છે. એકતો વાંચનાર વર્ગની પોતાની ઇચ્છાઓ અને બીજી તે વર્ગની જરૂરીયાતો. વાંચનારની ઇચ્છાઓ કેવી છે તે જાણતા તો કાંઈ વાર લાગે નહિ. પરંતુ તેમની જરૂરીઆ-તોની તો તેમને પોતાને પણ ખબર પડતી નથી. એ જરૂરી-યાતો શી છે તે ખોળી કાઢવાનું તો ખરેખરા પાવરધા માણસનું કામ છે. પુસ્તકો પસંદ કરતી વખતે આ બન્ને બાબતો ઉપર લક્ષ આપવું જોઇયે. એમાંથી એકને પણ વિસારવામાં આવે તો તેથી લાભ થાય નહિ. જો એમ ધારવામાં આવે કે વાંચનારની ઇચ્છાઓ કાંઈ બહુ લક્ષ આપવા યોગ્ય નથી અને તેમની ખરી જરૂરીઆતો છે તે પુરી પાડવા યોગ્ય સાહિત્યજ તેમને આપો, અને આ રીતે આવું સાહિત્ય તેમને આપવામાં આવે તો જો કે તે ઘણુંજ ઉત્તમ અને લાભ કરી શકે તેવું હોય તો પણ વાંચનાર વર્ગની ઇચ્છાઓ વિરૂદ્ધ હોય એટલે તે લોકો તે સાહિત્ય વાંચેજ નહિ, અને તેઓ વાંચે નહિ એટલે તમને જરાપણ લાભ મળી શકે નહિ અને તેથી ઉલટું જો વાંચનાર વર્ગની તદન ચાલુ ઇચ્છાઓ ઉપરજ લક્ષ આપવામાં આવે તો

પછી ઉત્તમ પુસ્તકો અને ઉપયોગી સાહિત્ય તરફ તેઓ તદન બેદરકાર બને તેવો ભય રહે છે, માટે આ બાબતમાં ઘણીજ સંભાળથી કામ લેવું જોઇએ અને લાઇબ્રેરીયને લોકોના ચાલુ શોખને અનુસરતી ઢબમાં લખાયલા ઉત્તમ પુસ્તકો પસંદ કરવાં જોઇએ. સાધારણ રીતે વાર્તાના પુસ્તકો ઘણા વંચાય છે. આના કારણો ઘણાં છે. એક કારણ એ છે કે તેમાં વાત કહેવાની ઢબ ઘણી સરસ હોય છે. હવે જો આવી સરસ ઢબથી મુસાફરીના અને ઇતિહાસ તથા જીવન ચરિત્રના ગ્રંથો લખાયલા હોય તે ખોળી કાઢીને લાઇબ્રેરીયન બધાને વાંચવાનો આગ્રહ કરે તો તે લોકો વાંચે ખરા અને આ રીતે લોકોમાં આવાં પુસ્તકોનો પ્રચાર વિશેષ થાય. આ વાર્તાનો પ્રચાર વધુ હોવાથી બીજું એક કારણ એ છે કે સાધારણ લાઇબ્રેરીયોમાં ધંધાને લગતા પુસ્તકો થોડા હોય છે. અને ધંધાદારી માણસ કાંતો પોતાના ધંધાને લગતુ વાંચે છે, અથવા તો વાતો વાંચે છે. એના ધંધાને લગતું સાહિત્ય એને પુરતુ મળતું નથી એટલે એ ફક્ત વાતો વાંચીનેજ બેસી રહે છે. માટે દરેક લાઇબ્રેરીમાં ઉદ્યોગ હુન્નરને લગતું સાહિત્ય પણ બરોબર હોવું જોઇયે.

આ બધું કર્યા પછી પણ વાર્તા અને નવલકથાના પુસ્તકનો પ્રસાર બીજા કરતાં કાંઇક વધુ પ્રમાણમાંતો રહેવાનોજ, અને તેમ થાય તેમ કરવાનું જરાપણ વાંધો નથી. આપણે ફક્ત એટલુંજ ધ્યાનમાં રાખવાનું કે આ નવલકથાઓ અધમ પ્રકારની હોવી જોઇયે નહિ. નવલકથા ચાલુ જમાનામાં વિચાર પ્રસરાવવાનું એક સાધન છે. કોઇપણ વિદ્વાન

લેખકને લોકોની મોટી સંખ્યાને કાંઇ નવીન સંદેશા પહોંચાડવો હશે તો તે હેણે નવલકથા દ્વારાજ પહોંચાડવો પડશે. સંસાર શાસ્ત્ર સંબંધી અથવા તો સ્થાનિક સ્વરાજ્ય સંબંધી કાંઇ કહેવું હશે તો નવલકથાનો જ આશ્રય લેવો પડશે. અને જ્યાં સુધી આના જેવું બીજું કાંઇ સાધન હાથમાં આવશે નાહ ત્યાં સુધી એના પ્રચારનું પ્રમાણ પણ વધારે જ રહેવાનું.

લોકોની રૂચિ જાણવા માટે પુસ્તકોના વિષય વાર કેટલોગ રાખીને દરેક વિષયના પુસ્તકોમાંથી કેટલા ટકા વપરાય છે, તે તપાસવું જોઇયે અને જેનો ખપ વિશેષ હોય તે પુસ્તકોની પસંદગી વધારે કરવી જોઇયે. દાખલા તરીકે એક લાઇબ્રેરીમાં દશ હજાર પુસ્તકો છે, આ પુસ્તકો બધા મળીને એક લાખ વાર વપરાય છે. એટલે સરેરાશે એક પુસ્તક દશ વખત વપરાય છે. આ છસો પુસ્તક ઇતિહાસના છે અને તે દશ હજાર વાર વપરાય છે, તો તેનું પ્રમાણ ૧૬૩ આવે. આ ઉપરથી એમ જાણવું કે લોકોની રૂચિના પ્રમાણમાં ઇતિહાસના પુસ્તકો ઓછાં છે અને તેથી તેમાં વધારો કરવો. આ પુસ્તકની પસંદગી કરવા સારૂ સાધારણ રીતે એક કમિટી હોય છે. પરંતુ ખરી સત્તા તો લાઇબ્રેરીયન પાસે હોય છે. અને તેમ હોય તે સારૂ છે. વાંચનારની રૂચિ તે સારી રીતે જાણી શકે છે. એણે ચારે તરફ લક્ષ આપીને લોકોના અભિપ્રાય પણ જાણવા જોઇયે. દરેક બુકસેલરના અઠવાડીક સરકયુલર તેણે જોવા જોઇએ અને બને તો સારા બુકસેલરને ત્યાં જઇ નવાં પુસ્તક જાતે જોવા જોઇયે.

આ ઉપરાંત નવાં પુસ્તકોના રીવ્યુ પણ એણે વાંચવા જોઇયે અને આ બધી વાત લક્ષમાં રાખી તેણે પસંદગી કરવી જોઇયે. આ પસંદગી કરતી વખતે કેટલુંએક હાનિકારક સાહિત્ય પ્રસિદ્ધ થાય છે તે ના આવી જાય તે ખાસ જોવું જોઇયે. આવું સાહિત્ય ઘણું નુકશાનકારક છે અને તે વાંચવા બિલકુલ ઉત્તેજન આપવું જોઇયે નહિ. પુસ્તકો નવા લેવા માટે કરતાકારવતાઓએ સારી રકમ દર વર્ષે કાઢવી જોઇયે, નહિ તો લાઇબ્રેરી તદન જુની ઘાટીની અને નિરસ બની જવાનો ભય રહે છે.

જે પુસ્તકો ફાટી ગયા હોય તે જલદીથી બંધાવીને અથવા નવા આણીને મૂકવા જોઇયે. જો ફાટેલા પુસ્તકો ઘણીજ વપરાસમાં હોય તો તે ખસેડતા પહેલાં નવી નકલ આણીને પછી તે ખસેડવા જોઇયે. પરંતુ જો તે એક વખત ઘણા માનીતા હોય અને ચાલુ વખતે ના હોય, અથવા તો અમુક કારણને લીધે તેમની માંગણી કોઇ વખતે વધારે થઇ હોય પણ હાલ તે જરૂરી ના હોય તો તે પુસ્તકો નવાં આણવાની કાંઇ જરૂર નથી. આ ઉપરાંત કેટલાએક પુસ્તકો ઘણી વપરાશમાં હોય છે. આવાં પુસ્તકોની એક કરતા વધારે નકલ રાખવા વ્યાજબી છે. જો આ પુસ્તકો બરોબર તપાસી જો પસંદ કરવામાં આવ્યા હશે તો તેમની એક પણ નકલ નકામી પડી રહેશે નહિ. દરેક રીતે પુસ્તકની પસંદગી કરતી વખતે ઘણીજ સંભાળ રાખવાની જરૂર છે.

પુસ્તકો કયા ધોરણ ઉપર લાઇબ્રેરી માટે પસંદ કરવા

જોઇયે તે તપાસ્યા પછી પુસ્તકોની ખરીદી કયા ધોરણ ઊ-પર અને કેવી રીતે કરવી જોઇયે તે વિષે આપણે વિવેચન કરીશું. એક વાર કયું પુસ્તક મંગાવવું છે, તે નક્કી કરવું જોઇયે. ત્યાર બાદ તે મંગાવવા માટે ચોપડીયો વેચનારને ઓર્ડર મોકલવો પડે છે. લાઇબ્રેરીયને આ ઓર્ડરની નકલ રાખવી જોઇયે. કારણકે ઘણીવાર ચોપડીઓ મંગાવ્યા પછી તે લાંબી મુદતે આવે છે. તે ચોપડીનું બરોબર નામ અને તે સાથે તેની કીમત પણ નોંધી રાખવી જોઇયે એટલે ચો-પડીયો મંગાવવા માટે જે રકમ જુદી કઢાતી હોય તેમાંથી કેટલું વપરાયું તેનો ખ્યાલ આવે. વળી બને તો ચોપડી પસંદ કરાવવા માટે જાંગડ આણવી જોઇયે અને તે આવે એટલે કોઇ ભરોસાદાર માણસ પાસે વંચાવી તેની સલાહ હોય તો લેવી જોઇયે. પછી એક કેટલોગમાં તે મંગાવ્યાની તારીખ, તે આવ્યાની તારીખ, તે વંચાવ્યાની તારીખ અને તે વાંચીને ભલામણ કરનારનું નામ એ બધું રાખવું જોઇયે.

ચોપડી ક્યાંથી લેવી તે વાત પણ વિચારવા જેવી છે. બને ત્યાં સુધી તો પોતાના ગામના બુકસેલરનેજ તે આણવાનું કહેવું. એમ કર્યાથી ગામમાં એક બુકસેલરને તો લાભ થાય અને તે ઉપરાંત ચોપડીઓ જાતે જોઇને પસંદ કરી શકાય. જો બે ચોપડીયોવાળાની દુકાન હોય તો બે વચ્ચે કામ વ્હેંચી નાંખવું અને જે સારૂં કામ કરે તેની પાસે વધારે પુસ્તક મંગાવવાં. ચોપડીયો જુની તો બનતા સુધી લેવીજ નહિ. ન મળે એવી અથવા હસ્તલિખિત કે એવીજ કાંઈ ખાસ હોય તોજ જુની લેવી. નહી તો સાંઘુ તે મોંઘું

પડવાનું. વળી કેટલીએક નવી ચોપડીયો પણ ઘણી હલકી બાંધણીની હોય છે. આ ચોપડીયો જો સખત વપરાશની હોય તો શરૂઆતથીજ તેમને મજબુત રીતે બંધાવી દેવી જોઈયે.

આ બાબતમાં ચોપડી વેચનારના એજંટોથી ખાસ ચેતતા રહેવું જોઇયે. એ લોકોની વાતો સાંભળવી જોઇયે ખરી પણ તેથી લલચાઇને ચોપડી લેવા વચન આપી દેવું નહિ. જાતે જોઇને તપાસ કર્યા શીવાય બનતા સુધી ચોપડી લેવીજ નહિ. વળી કેટલીએક ચોપડી આ માટે અગાઉથી ઘરાક થવાનું હોય છે. આમાં પણ જોઇને લેવાનો સિદ્ધાંતજ રાખવો જોઇયે. પછી કોઇક વાર ઘણીજ ઉપયોગી અને ફરી ન મળે તેવી ચોપડી હોય તો અગાઉથી ઘરાક થવું. પણ તપાસ પુરતી કરવી જોઇયે.

ઘણી જાતની ચોપડીઓ, જેની કોપી રાઇટની મુદત જતી રહી હોય છે, તે તો ઘણા વ્હેપારીયો પ્રસિદ્ધ કરે છે. આ પ્રસિદ્ધ થયેલી ચોપડીયોથી જાણીતા રહેવું જોઇયે. અને લાઇબ્રેરીને અનુકૂળ આવે એવી પ્રત ખરીદવી જોઇયે. દાખલા તરીકે સારા કાગળ, મજબુત બાંધણી, મોટા અક્ષર વગેરે હોય તેવી પ્રત લેવી જોઇયે. મુસાફરીનું પુસ્તક હોય તો સારા સારા રસ પડે તેવા ચિત્રોવાળી પ્રત પસંદ કરવી પણ જો ચિત્રો લાભકારક ના હોય પણ લલચાવવા માટેજ ગમે તેવા મુકેલા હોય તો પછી તે ચિત્રોની દરકાર રાખવી નહિં. વળી અમેરિકામાં તો લાઇબ્રેરીઓને માટે કમિશન કાપી આપવામાં આવે છે, તેવું હોય તો તે લાભ પણ લેવો.

અમેરિકામાં કેટલીએક ચોપડીઓ ઉપર સરકાર તરફથી કર નાંખેલો હોય છે પણ લાઇબ્રેરી એક લોકોપયોગી સંસ્થા ગણાય છે અને તેથી આ કર તેની પાસેથી વસુલ કરવામાં આવતો નથી. વળી અમેરિકાની ભાષા અને ઇંગ્લાંડની ભાષા એકજ હોવાથી કોપીરાઇટ સંબંધમાં ત્યાં ઘણી ગડબડ થાય છે. તેનો નિકાલ પણ તે લોકોએ દેશપરદેશના (ઈન્ટરનેશનલ) કોપીરાઇટના કાયદાથી આણ્યો છે. આપણી ભાષા તો ઘણાજ સંકુચિત પ્રદેશમાં બોલાય છે એટલે આપણે ત્યાં તો તેવી કોઇ ખાસ અડચણો હોતી નથી માટે આ વિષય ઉપર એથી વધારે વિવેચન કરવાની અત્રે બીલકુલ જરૂર જણાતી નથી.

---

# પુસ્તકોની વર્ગણી.

---

પુસ્તકોની વર્ગણી યાતો ગોઠવણુ કરવામાં બે મુદ્દા સમાયલા છે. એક તો લાઇબ્રેરીયનનું કામ સરળ થાય અને બીજા વાંચનારને ઘણી સગવડ મળે. પુસ્તકો તેમના વિષ માનુસાર કે લેખાનુસાર કે કોઇ એવીજ રીતે જુદા જુદા વર્ગમાં વ્હેંચી શકાય તેમ હોય છે. કેટલીકવાર તો એકનું એક પુસ્તક એક કરતાં વધારે વર્ગમાં ગણાઇ શકે તેવું હોય છે. પરંતુ લાઇબ્રેરીની અંદર એક પુસ્તક કાંઇ બે કબાટમાં મુકી શકાય નહિ, તેને તો એકજ જગોએ મુકવામાં આવે

છે. અને વર્ગણીના પત્રકોમાં તે પુસ્તક જુદા જુદા વર્ગમાં ગણાવવામાં આવે છે. જો કબાટોમાં પુસ્તક વર્ગણીવાર મૂકેલાં હોય નહિ તો ઘણીજ અડચણ પડે છે અને જ્યારે અમુક પુસ્તક જોઇતું હોય છે ત્યારે તે જડી શકતું નથી. વળી વર્ગણીવાર ગોઠવણ હોય તો અમુક પુસ્તક કોઇ લઇ ગયું હોય તો તેની જોડે તેજ વિષયનાં બીજાં પુસ્તક હોય તે માગનારને કામ લાગી શકે.*

વર્ગણી વિષયાનુસાર સાધારણ રીતે કરવામાં આવે છે. કોઈ કોઇવાર એકજ લેખકના જુદા જુદા વિષયો પરના પુસ્તક હોય છે તે પણ સાથે મુકાય છે ખરા. પણ આ ઉપરાંત જુદી જાતનીજ અને ખાસ પ્રકારની પુસ્તકશાળા હોય તો વર્ગણી જુદી તરેહની પણ હોય છે. કાંઇ શોધખોળો ચલાવતી લાઇબ્રેરી હોય તો પુસ્તક લખાયું હોય તે સાલ પ્રમાણે વર્ગણી કરવામાં આવે છે. કોઇકવાર તેમાંની ભાષા પ્રમાણે પણ વર્ગણી થાય છે. અને કેટલીક વાર તો મોટી સામાન્ય લાઇબ્રેરીઓમાં પણ બાહ્ય કારણને લઇને વર્ગણી કરેલી હોય છે. દાખલા તરીકે કબાટોના ખાનાં નાનાં હોય ત્યારે મોટા કદના પુસ્તકો વિષયોનો વિચાર કર્યા સિવાયજ, જુદા એક સાથે મુકવામાં આવે છે. આ બધી અનિયમિતતા છતાંએ સામાન્ય રીતે હવે તો વર્ગણીનું પણ એક શાસ્ત્ર છે એમ સ્વીકારવામાં આવ્યું છે. લગભગ બધીજ લાઇબ્રેરીઓમાં કાંઇને કાંઇ ધોરણ અનુસાર પુસ્તકોની વર્ગણી કરેલી હોય છે. અને પુસ્તકની પાછળ પોતપોતાના ધોરણના મિતાક્ષરી આંકડાઓ મુકવામાં

આવે છે. આ આંકડાઓ લોકોને તો કાંઇ કામ આવતા નથી એમ કહીયે તો ચાલે. તેમને માટે તો કબાટ ઉપર સૂચક તક્તિઓ મારેલી હોય છે તેજ ઉપયોગી થઈ પડે છે.

વર્ગણી કરવાનું ધોરણ અમેરિકામાં હજી એક થયું નથી. કારણકે ઘણી બાબતોમાં તે ધોરણ વર્ગણી કરનારના વલણ ઉપર આધાર રાખે છે. અમુક પુસ્તક આમાં મુકવું કે તેમાં, એકમાં મુકેલું હશે તો વધારે ધ્યાન ખેંચશે કે બીજામાં, વગેરે ઘણા પ્રશ્નોના ઉત્તર દરેક માણસ જુદા આપે છે. એ સંબંધમાં તો જો લાઇબ્રેરી-કૉન્ગ્રેસ, કમિટી દ્વારા દરેક પુસ્તકની વર્ગણી નક્કી કરે અને તે બધી લાઈબ્રેરીઓ સ્વીકારે તો વર્ગણીમાં એકતા આવે.

પુસ્તકોની વર્ગણી ઉપયોગી થઇ પડે તે માટે નીચેના મુદ્દાઓ ઉપર તે રચાવી જોઇયે (૧) ન્યાય પુરઃસર એટલે કે એક બાબત ઉપરના પુસ્તકો એક સાથે ગોઠવવા જોઇયે. (૨) ભૂગોળ પ્રમાણે-એટલે કે કોઈ પણ પ્રકારે પૃથ્વીના અમુક ભાગ સંબંધના પુસ્તકો હોય તે સાથે જોઇયે. (૩) સાલવાર-એટલે કે એક ઐતિહાસિક સમય સંબંધી પુસ્તકના નામની અથવા તો લેખકના નામની કક્કાવારી પ્રમાણે પુસ્તકો સાથે હોય. ( ૫ ) ભાષા પ્રમાણે-એટલે એકજ ભાષાના પુસ્તકો એક સાથે હોય.

પુસ્તકોની વર્ગણી વખતે ઉપર ગણાવેલા પાંચ સિદ્ધાંતમાંના ગમે તે એક પ્રધાનપદ આપીને બાકીનાને ગૌણસ્થાને લેખવામાં આવે છે. પરંતુ હાલમાં જે રીત ઘણીજ

પ્રચલિત છે તે એમ છે કે પ્રથમ પુસ્તકોના વિષયવાર વિભાગ કરવામાં આવે છે. જેમકે ઇતિહાસના પુસ્તકોનો એક વિભાગ, વિજ્ઞાનના પુસ્તકોનો એક વિભાગ, એ પ્રમાણે. ત્યાર પછી આ દરેક વિભાગોના દેશ પ્રમાણે પેટા વિભાગ. કરવામાં આવે છે. એટલે કે ફ્રાન્સનો ઇતિહાસ, હિંદુસ્થાનનો ઇતિહાસ, એ મુજબ. આ વિભાગ કર્યા પછી પણ સમયાનુ· સાર વધુ પેટા વિભાગ કરવામાં આવે છે એટલે કે પ્રાચીન ઇતિહાસ, અર્વાચીન ઇતિહાસ, બુદ્ધ સમયનુ હિંદુસ્થાન, ઇંગ્રેજોના તાબા નીચેનું હિંદુસ્થાન, એ પ્રમાણે. અને ત્યાર પછી કર્ત્તાના નામની કક્કાવારી પ્રમાણે પુસ્તક મૂકે છે. અને છેવટે પુસ્તક પ્રસિદ્ધ થયાની સાલ મૂકવામાં આવે છે. આ રીતમાં કેટલીક વાર ફેરફાર કરવો જરૂરનો થઇ પડે છે. જેમકે રસાયનશાસ્ત્ર કાંઇ દેશ પ્રમાણે જુદું મૂકી શકાય નહિ. કેમકે ફ્રાન્સનું રસાયન શાસ્ત્ર જર્મનીથી ભિન્ન હોઇ શકે જ નહિ.

અમેરીકામાં હાલમાં વર્ગણીની બે રીતો બહુ ઉપયોગમાં છે. એક દંશાસની રીત અને બીજી એકસ્પાન્સીવ ઉર્ફે વર્ધક રીત. પહેલી મીડયુઇ નામે ગૃહસ્થે, બીજી મી. કટર નામના ગૃહસ્થે સોધેલી છે. દંશાસની રીતમાં વિષયોને નંબર આપેલા છે. ત્યાર બાદ પેટા વિષયોને નંબર આપેલા છે અને તે નંબરો બહુ વધી પડે નહિ અને ઘણા મીડાં લખવા વારો આવે નહિ માટે દંશાસ રીતે તે લખવામાં આવે છે. વર્ધક રીતમાં દરેક દરેક ભાગ વિભાગ અને પેટા વિભાગ કરવામાં આવે છે અને તે પ્રમાણે બધી ગોઠવણી થયા

છે. આમાં ધીમે ધીમે કરતા વિભાગ ઘણાંજ વધી જાય છે અને લગભગ દરેકે દરેક પુસ્તકનો જુદો વિભાગ થઇ જવા જેવું લાગે છે. તેથી જોકે આ વર્ગણી ન્યાય પુરઃસર હોય છે છતાં એ ઘણી સગવડ ભરેલી નથી.

સૌથી વધારે ધ્યાનમાં રાખવાનું એ છે કે બને ત્યાં સુધી દરેક લાઇબ્રેરીમાં વર્ગણી એકજ પ્રકારની હોવી જોઇયે. આમ હોય તો વાંચનાર ગમે તે લાઇબ્રેરીમાં જાય તોપણ તેને પુસ્તક કાઢી લેતા ઘણી જ ઓછી ગુંચવણ થાય અને તે કંટાળી જાય નહિ.

કેટલીક લાઇબ્રેરીઓમાં અસલ પુસ્તકોના નામ તેમની જગા ઉપર કબાટના ખાના ઉપરજ ચોઢવામાં આવતા હતા. આતો એમ થાય કે પુસ્તક તે જગ્યાએજ પાછું મૂકવું જોઇએ. હવેના સમયમાં આટલી બધી સખ્તાઇ ચાલી શકે નહિ. ૯ પુસ્તકો ઘેર આપવામાં આવતા હોય તે લાઇબ્રેરીઓમાં તો આથી ઘણી જગો ખાલીજ રહે અને મોટી જગા રાખવાનું ખર્ચ પણ વધુ આવે, કારણકે સો પુસ્તકોમાંથી સરેરાશ દરરોજ પચાસ વાંચવા લઇ જવાતા હોયતો પોણોસો પુસ્તક માય તેટલીજ જગા હોય તો પણ ચાલે. વળી મુખ્ય વર્ગણી ધોરણસર હોય એટલે એક પુસ્તકની જગા કાંઇ બહુ ફરી જાય નહિ અને તેથી કરીને પુસ્તક લેવા આવનારને પણ અગવડ થાય નહિ.

ગમે તેવા ધોરણ પ્રમાણ વર્ગણી કરેલી હોય છતાં એ જો લાઇબ્રેરીયનને એમ લાગે કે આટલો ફેરફાર કર્યાથી પુસ્તકો વધારે ધ્યાન ખેંચશે અને વધુ વંચાશે તો બેલાશક તે ફેરફાર કરવો; કારણકે લાઇબ્રેરીનો ઉદ્દેશ પુસ્તકો વંચાવવાનો છે.

---

# પુસ્તકોના પત્રકો



પુસ્તકોના પત્રકો પણ વર્ગણીની માફકજ વાંચનારના લાભ સારૂ જ છે. આ લાભ વાંચનારને કાંતો સીધી રીતે મળે છે અથવા તો લાઇબ્રેરીના આસિસ્ટંટ મારફતે મળે છે. પત્રક તે પુસ્તકોની યાદી છે અને તેમાં જુદી જુદી વિગતો વડે પુસ્તકનું સંપૂર્ણ વર્ણન કરેલું હોય છે. આ વિગતો જુદી જુદી જાતના પત્રકોમાં જુદી જુદી રીતે લખેલી હોય છે. અને પત્રકો આ વિગતો આપવા જે ધોરણ ધારણ કરે છે, તે ઉપરથી પત્રકોના વિભાગ પાડેલા છે. હાલમાં અમેરિકામાં ત્રણ જાતના પત્રકો ઉપયોગમાં છે. ૧. આવક પત્રક ૨. કબાટ પત્રક. ૩. સાધારણ પત્રક.

**આવક પત્રક.** તે આપણા રોજમેળના ચોપડા જેવું છે જેમ જેમ પુસ્તકો ખરીદાય છે તેમ તેમ તે આ પત્રકમાં દાખલ કરવામાં આવે છે. અને તે વખતે પુસ્તકને એક નંબર આપવામાં આવે છે. આને દાખલ નંબર કહે છે. તે પુસ્તકમાં પણ એક મુકરર કરેલી જગોએ લખવામાં આવે છે. આ પત્રકની અંદર પુસ્તકના નામ ઉપરાંત કર્તાનું નામ, પ્રસિદ્ધ થયાની સાલ, પ્રસિદ્ધ કરનારનું નામ અને ઠેકાણું, કીમ્મત, ખરીદ કર્યાની તારીખ એટલા વાનાં લખવામાં આવે છે. પુસ્તક ખોવાઇ જાય તો ખોનારને શું ભરી આપવાનું તે આમાંથી નિકળે. કદાચ આગ લાગે તો વિમા કંપનીને શું આપવાનું તે પણ આ પત્રક ઉપરથી જલદી કાઢી શકાય છે.

આ જાતના પત્રક સ્હામે કેટલીએક તરફથી વાંધો લેવામાં આવે છે અને એમ કહેવાય છે કે તે લંબાણ ઘણુ થઇ જાય છે.

**કબાટ પત્રક.** આ પત્રકમાં ચોપડીયો કબાટના ખાનામાં કે ખુલ્લી છાજલીયોમાં જે રીતે મુકેલી હોય છે તે રીતે જ નોંધેલી હોય છે. જો પુસ્તકો વર્ગ વાર ગોઠવેલાં હોય તો આ પત્રકમાં પણ વર્ગ વારજ લખાય. પણ આ પત્રકને વર્ગ વારનું પત્રક ગણવાની ભૂલ કરવી જોઇએ નહી. કારણકે વર્ગવાર પુસ્તકો સાધારણ રીતે હોય તોપણ કેટલીકવાર તે લોકોના ઉપયોગ માટે-સગવડ માટે-અથવા પુસ્તકોનો ઉપાડ વધારે થાય તે માટે, કેટલાક વિભાગોમાં જુદી રીતે ગોઠવેલા હોય છે. આ કબાટ પત્રકનું કામ તો જે રીતે ત્હેમની યાદી કરી લેવાનું છે. જ્યારે ચોપડીયો વખતોવખત મેળવવામાં આવે છે ત્યારે આ યાદી બહુ કામની થઇ પડે છે. જેમ દુકાનદાર વખતોવખત પોતાની દુકાનનો માલ મેળવી જુવે છે, જેમ લીમીટેડ કંપનીઓમાં દરવર્ષે સ્ટૉક લેવાય છે એટલે કે માલ મેળવાય છે તેજ રીતે લાઇબ્રેરીઓએ પણ પોતાનો માલ-પુસ્તકો-વખતો વખત મેળવવા જોઇએ. જો કબાટ પત્રકો હોય તો આ મેળવવામાં બહુજ ઓછી મ્હેનત રહે છે. અને કઇ કઇ ચોપડીયો ગુમાઇ ગયેલી છે તે માલુમ પડી આવે છે. આ ગુમ થયેલા પુસ્તકોમાંના કેટલાએક તો વાંચવા આપેલા પણ દાખલ કરવાના જ રહી ગયેલા હોય છે. અને કેટલાએક કાંઇ બીજે ઠેકાણે ભૂલથી મૂકાઇ ગયેલા હોય છે. આ

કારણોથી ચોપડી ખોવાયલી માલૂમ પડયા પછી પણ મહિને એ મહિને ખોવાયલી જાહેર કરવામાં આવે છે અને ઘણી ચોપડીયો તે દરમિયાન પાછી પણ મળી આવે છે.

**સાધારણ પત્રકો.** આ પત્રકો જુદા જુદા ધોરણો ઉપર લખવામાં આવે છે. કોઇ વાર પુસ્તક કર્તાના નામની કક્કાવારી પ્રમાણે તે લખેલા હોય છે. કોઇવાર પુસ્તકના નામની કક્કાવારી પ્રમાણે તે બનાવેલાં હોય છે. કોઇવાર તે પુસ્તકોના વર્ગ પ્રમાણે. રચેલાં હોય છે. અને કોઇવાર વિષયની કક્કાવારી પ્રમાણે તે લખવામાં આવે છે.

કેટલીએક લાઇબ્રેરીઓમાં હજી પણ એક કરતા વધુ ધોરણો ઉપર આ પત્રકો લખાય છે. પરંતુ હવે સામાન્ય પ્રકાર એવો છે કે આ બધાયે પ્રકારને કક્કાવારી મુજબ ગોઠવીને ફક્ત એક જ પત્રક બનાવવું. આ પત્રક ને તો તેઓ ડીક્ષનેરી-કોષ—પત્રક કહે છે. આવા પત્રકની અંદર કોઈ પણ પુસ્તક ત્રણ રીતે તો મળે જ. કર્ત્તાનું નામ જોવાથી, પુસ્તકનું નામ જોવાથી, અથવા વિષયમાં તપાસ કરવાથી. આ કોષ પત્રકની રીત ઘણી જ સરળ અને ઉપયોગી છે. છતાંએ ખૂબી તો તે જ છે કે એ સાદી રીત છેક હમણા જ શોધી કાઢવામાં આવી. અને હજી પણ આ રીતે બધાના ધ્યાનમાં બરોબર ઉતરતી નથી. બીજી રીતમાં વિષય વાર પુસ્તકો લખવામાં ઘણી જ સંભાળ રાખવાની છે. વિષયના મથાળા બહુ જ વિચારપૂર્વક પસંદ કરવાં જોઇએ અને વાંચનારને સુગમ થઇ પડે તેવાં હોવાં જોઇયે.

જાહેર ઉપયોગ માટે કોઇ પણ પત્રક બનાવેલું હોય

ત્યારે મુખ્ય યાદ રાખવાની વાત એ છે કે પત્રકનો હેતુ વાંચનારની મ્હેનત અને વખતનો બચાવ કરવાનો છે, અને આ વાત યાદ રાખીને જ પંત્રક બનાવવું જોઇયે. અલબત અમુક ધોરણ સાચવવા માટે નિયમો રચવામાં આવે છે અને આ નિયમો પાળવા તે સાધારણ રીતે લાભકર્તા હોય છે પરંતુ અનુભવથી એમ માલૂમ પડે કે અમૂક નિયમો તો સગવડને બદલે અગવડ કરે છે તો તે નિયમોના ગુલામ નહિ થઇ જતા અચકાયા વગર તે નિયમ પડતો મૂકવો. જે પત્રક વિનાકારણે માથાકુટીયું હોય તે તદ્દન નકામુંજ સમજવું. બનતા સુધી પત્રક ઘણાજ સરળ ધોરણો ઉપર રચવું જોઇયે કે જેથી બિન અનુભવી અને ઓછું ભણેલો માણસ પણ તેનું ધોરણ તરત સમજી શકે. અલબત્ત આ વાત એવી છે કે ગમે તેવા સરલ ધોરણપર પત્રક રચાયું હશે તોપણ તે સંબંધી વાંચનારને થોડી ઘણી સમજુતી આપવાની જરૂર પડશે. આ માટે બનતા સુધી જુદી જુદી લાઇબ્રેરીઓએ એકસરખા નિયમો રાખવા જોઇયે અને તે લોકો સમજી શકે તેવી રીતે તેમની નજર આગળ આણવા જોઇયે.

સામાન્ય વાંચનારને કદાચ પત્રકના ધોરણોની અડચણનો ખ્યાલ પણ નહિ આવે. પણ જરાક વિચાર કરતા તે સમજાશે. દાખલા તરીકે કર્તાનું નામ પહેલું લખવું કે અટક પહેલી લખવી ? અથવા તો દાકતર અથવા પ્રૉફેસર અથવા ઇલકાબવાળો હોય તો તે તેના નામ આગળ લખવું કે કેમ ? અને કક્કાવારી ગોઠવણ પ્રમાણે તે કયાં લખવું ? અથવા તો કેટલાએક લોકો ધારણ કરેલા નામથી પુસ્તક

લખે છે અને પછી તેમનું ખરૂં નામ પણ બહાર આવે છે તો તેમના સંબંધમાં કેવી ગોઠવણ કરવી. સેહેનીનું પુસ્તક સ માં મુકવું કે તે બ. ક. ઠાકોરનું નામ છે તેથી ઠ માં મુકવું કે તેઓ પ્રૉફેસર ઠાકોર છે માટે પ માં મૂકવું? અથવા તો ગોંડલના મહારાણી પુસ્તકના કર્તા તરીકે વધુ જાણીતાં છે કે નન્દકુંવરબા તરીકે? અને પત્રકમાં કયા નામ હેઠળ તે પુસ્તક દાખલ કરવું. આવા આવા ઘણા પ્રશ્નો ઉભા થાય. વળી વિષયમાં પણ તેમજ થાય છે. કેટલીકવાર નામ કાંઇ હોય છે અને પુસ્તકની અંદર ચર્ચેલો વિષય કાંઇ હોય છે. આ બધી બાબતો ઉપર સંભાળપૂર્વક વિચાર કર્યા પછી તેનો નિર્ણય કરવાનો છે.

અત્યાર સુધી તો પત્રક શી રીતે લખવા તે આપણે જોયું. પણ પત્રક બાંધવા શી રીતે જોઇયે તે પણ વિચારવાનું છે. આવા પત્રકમાં બે વાત ખાસ યાદ રાખવાની છે. એક તો એકી વખતે લાઇબ્રેરીમાં વાંચવા આવેલા કેટલાએક માણસો તે સામટું જોઇ શકે તેવું જોઇયે. એટલે લાઇબ્રેરીની અંદર ફક્ત એકજ પત્રક હોય તોપણ ચાલે. અને બીજું અંદર નવા પુસ્તકોના વધુ ઉમેરા કરવા હોય તો બિન હરકતે તે કરી શકાય તેવા જોઇયે. આ કારણોને લીધે અમેરિકામાં સાધારણ રીતે પત્રકો છુટા કાર્ડ ઉપરજ લખવામાં આવે છે. દરેક કાર્ડ ઉપર એકજ પુસ્તકનું લખાણ હોય છે અને બધા કાર્ડ થાય તેના કેટલાએક ભાગ કરી તે જુદા પાડવામાં આવે છે અને આ જુદા જુદા દરેક ભાગને સળીયા વતી એક તાસક સાથે બાંધી લેવામાં આવે છે.

આ બાંધેલું એવું હોય છે કે અંદર નવું કાર્ડ ઉમેરવું હોય તો તે સ્હેલાઇથી ઉમેરી શકાય. આ રીતે ઉપર જણાવેલી બન્ને સગવડો સચવાય છે. લંડનના બ્રિટિશ મ્યુઝીઅમમાં કાર્ડને તાસક સાથે સળીયાથી નથી બાંધતાં પણ ફાઇલોની અંદર છુટા પાડી શકાય તેવા કાગળો રાખે છે અને આ કાગળો ઉપર આછા ગુંદરથી આ કાર્ડ ચોંટાડવામાં આવે છે. આથી પણ સગવડ સચવાય છે, પરંતુ સળીયાવાળી રીત વધારે સરળ છે અને અમેરિકામાં તો તેજ વપરાય છે.

આ કાર્ડ પત્રકો વારંવાર મેલા થઈ જાય છે. કારણકે ઘણા લોકો તે જોવાને માટે ઉથલાવ્યા કરે છે. આ ઉપરથી એક લાઇબ્રેરીયે એવી ગોઠવણ કરી છે કે આ કાર્ડ એક કાચના ખાનાની અંદરજ બહારના હાથાથી ફેરવી શકાય. આ રીતે તે મેલા થતાં અટકે છે. પણ લોકોને સાધારણ રીતે પાના ઉથલાવવાની ટેવ પડેલી હોય છે, તથા આ રીત વધારે ખર્ચાળ છે અને બીજા પણ કેટલાએક કારણોને લીધે તે બીજી લાઇબ્રેરીઓમાં દાખલ થઇ શકી નથી.

આ કાર્ડ ત્રણ રીતે ભરી શકાય છે. હાથના લખાણથી, ટાઇપ રાઇટરથી, તથા છપાવ્યાથી. હાથે લખવાથી મહેનત ઘણી પડે છે પણ નાના મોટા અક્ષર લખવાથી તથા જુદા રંગની શાહીઓ વાપરવાથી જે બાબત તરફ લોકોનું ધ્યાન દોરવું હોય તે તરફ દોરી શકાય છે. ટાઇપ રાઇટરમાં પણ પણ હવે તો જુદા રંગની રીબનો આવે છે એટલે જુદી જુદી શાહીથી અક્ષરો લખી શકાય છે અને આ લાઇ-બ્રેરીઓના ઉપયોગ સારૂજ ટાઇપ રાઇટર બનાવનારાઓએ

જુદી જુદી શાહીઓ મુકવાની ખાસ સંભાળ રાખી છે. છપાવવાથી નાના મોટા અક્ષરો મરજી મુજબ મુકાવી શકાય છે તેમ કાર્ડ ઘણા સફાઇદાર પણ દેખાય છે. પરંતુ થોડી-કજ નકલ માટે છપાવવાનું કામ બહુ ખર્ચાળ થઈ પડે છે. આ માટે અમેરિકામાં લાઇબ્રેરી કોંગ્રેસ એવું કરે છે કે અમુક પુસ્તક નવું છપાય એટલે તરતજ લાઇબ્રેરીના ધોરણ મુજબ તેનાં કાર્ડ છપાવી દે છે અને પડત કીંમતે તે વેચે છે. આથી ઘણી લાઇબ્રેરીઓ તેનો લાભ લે છે.

ઉઘાડી છાજલીની લાઇબ્રેરીઓમાં લોકો પત્રકો બહુ જોતા નથી, કારણકે તેઓ એકદમ ચોપડીયોજ તપાસીને તે પત્રક-માં જોયા વગરજ લઇ બેસે છે. પણ ઘણા વપરાશમાં હોય તેવી ઉપયોગી ચોપડીયો તો લોકો વાંચવા લઇ ગયા હોય અને જો પત્રકમાં જુવે નહિ તો પેલો માણસ તે ઉપયોગી ચોપડીથી અજાણ રહી કોઇ બીજા દરજ્જાની જ ચોપડી વાંચ્યા કરે, માટે તે પત્રક તપાસે તો લાભ થાય. આ કારણ-થી લાઇબ્રેરીયને પત્રક તરફ લોકોનું ધ્યાન ખેંચી તે તપા-સવા લલચાવવા જોઇયે.

## પુસ્તકાલયના નોકરો અને અમલદારો.

લાઇબ્રેરીમાં કામ કરતા માણસોની ફરજો નીચે મુજબ હોઇ શકે.

૧. લાઇબ્રેરીની હકુમત અને તેનો કારભાર ૨. તે સંબંધી લોકોને યોગ્ય દિશા બતાવવવાનું તથા તેનું જ્ઞાન ફેલાવવાનું. ૩. અંદરની દેખરેખ રાખવાનું તથા યોગ્ય રીત-

ભાત સાચવવાનું. ૪. કારકુની કામ. ૫. પુસ્તકોની વ્હેંચણી, ખરીદી વગેરે સંબંધી કામ.

હકુમત અને સામાન્ય કારભારનું કામ તો મુખ્ય લાઇબ્રેરીઅન અથવા તો લાઇબ્રેરી કમિટી કરે છે. લોકોને યોગ્ય ખબર આપવાનું કામ લાઇબ્રેરી આસિસ્ટંટ કરે છે. આ માણસને પુસ્તકોનું સારૂં જ્ઞાન હોવું જોઇયે તથા તે લોકોમાં મળી જાય તેવા સ્વભાવનો હોવો જોઇયે. દેખરેખ રાખવાનું તથા યોગ્ય રીતભાત સાચવવાના કામ સારૂ ફ્લોર આસિસ્ટંટ નામના જુદાજ માણસો અમેરિકામાં રાખવામાં આવે છે. કારકુની કામમાં ચોપડીયો કેટલી વંચાઈ, કેટલા લોકોએ લાઇબ્રેરીનો લાભ લીધો, કઇ કઇ ચોપડીયોની માંગણી વિશેષ છે વગેરેના આંકડા કાઢવાનું કામ તથા હિસાબી કામ હોય છે અને તે માટે પણ યોગ્ય જુદો માણસ જોઇયે. પણ આ બધામાં સૌથી અઘરૂં કામ તો વહેંચણી ખરીદી વગેરેનું છે. અને તે યોગ્ય માણસો હાથે ઘણીજ સંભાળપૂર્વક થવું જોઇયે.

લાઇબ્રેરીમાં કામ કરનારા માણસોને રોજના છથી આઠ કલાક કામ કરવાનું હોય છે. આ ઉપરાંત રજાઓ આવે છે ત્યારે ઘણીવાર લાઇબ્રેરી તો ઉઘાડી હોય છે. અને તે માટે અમુક માણસોના વારા કરેલા હોય છે. આ માટે જુદી જુદી લાઇબ્રેરીમાં જુદા જુદા રિવાજ હોય છે. કેટલીએકમાં રજાને દિવસે કામ કરવાનું નોકરની મરજી ઉપર છોડેલું હોય છે, પણ તે વખતે કામ કરનારને તે દિવસે ખાસ સારૂં ભથ્થુ આપવામાં આવે છે. વળી કેટલાએક લોકો એમ

કહે છે કે દરરોજના આઠ કલાકની ફરજ એક માણસ બરાબર રીતે બજાવી શકતો નથી. આ સારૂ કેટલેએક ઠેકાણે સ્હવાર સાંજના જુદા માણુસો રાખવામાં આવે છે અને કેટલાએક લોકો તો થોડા નોકર વધારે રાખી વચ્ચે વચ્ચે બીજાઓને આરામ મળે તેવી ગોઠવણ કરે છે. આ વિષયો ઉપર મતભેદ છે અને તેથી તે સંબંધના રિવાજ બધે સરખા નથી. આ ઉપરાંત બીજો પ્રશ્ન સામટી રજા—વેકેશન—સંબંધનો છે. દરેક ઠેકાણે વરસની અંદર અમૂક દિવસો—છુટક છુટક—માંદગી વાસ્તે ચઢતે પગારે રજા આપવામાં આવે છે. પણ લાઇબ્રેરીના નોકરોનું કામ મુખ્યત્વે કરીને લોકોમાં જ્ઞાન પ્રસાર કરવાનું છે અને તેથી તે લોકો એમ કહે છે કે અમારી રજા વગેરે વાતોમાં શિક્ષકો પ્રમાણેજ અમને હક્ક મળવા જોઇયે. સામાન્ય રીતે શિક્ષકોને વર્ષમાં ત્રણ મહિના રજા આપવામાં આવે છે, અને હવે તો લાઇબ્રેરીયનોને પણ ઘણેખરે ઠેકાણે દરવર્ષે બે મહિનાની રજા આપવામાં આવે છે. કેટલીક લાઈબ્રેરીઓમાં ઓછી પણ આપે છે.

આ રજા જુનથી કે સપ્ટેમ્બર માસ સુધીમાં ભોગવવા દેવામાં આવે છે. કારણકે તે વખતમાં પુસ્તકાલયનું કામ ઘણું મંદ હોય છે. આ રજાઓમાં લાઇબ્રેરીના નોકરોને આરામ મળે છે તેથી તેઓની કામ કરવાની શક્તિ સારી સચવાઇ રહે છે. આ ઉપરાંત જે સ્ત્રી નોકરો હોય છે તેઓ તો સામટું કામ કરી શકે તેમ હોતું નથી અને તેઓને તો વચ્ચે આરામ લેવાની ખાસ અગત્ય પડે છે. લાઇબ્રેરીના

ખાતાંઓમાં અમેરિકા તેમજ અન્ય સ્થળે ઘણી સ્ત્રીઓ હવે દાખલ થઈ ગઇ છે અને કેટલાંએક કામ માટે તો સ્ત્રીઓની તબિયત સંબંધી અને બીજી સગવડો સાચવવા તરફ લાઇબ્રેરીઓ લક્ષ આપે તે જરૂરનુંજ છે.

લાઇબ્રેરીમાં કામ કરનારાઓના પગાર પણ નિશાળના શિક્ષકો કરતા ઓછા હોય છે. ધીમે ધીમે આ બાબતમાં અમેરિકામાં ઘણો સુધારો થતો જાય છે. એક ધંધા તરીકે લોકો લાઇબ્રેરીમાં પેન્શન વગેરેની યોગ્ય વ્યવસ્થા થઇ નથી પણ તે ધીમે ધીમે થશે એમ આશા રહે છે. વળી એકવાર આ નોકરીમાં દાખલ થયા પછી પણ પગારની અંદર થોડે થોડે વખતે વધારો થતો હોય તો નોકરોમાં કામ કરવાનો તથા નવું નવું શીખવાનો ઉત્સાહ રહે છે. સારા સારા માણસોને આ ધંધા તરફ દોરવા માટે પગાર સારો જોઇયે. તે વખતોવખત વધવો જોઇયે અને પેન્શન માટે યોગ્ય વ્યવસ્થા કરવી જોઇયે.

દરેક સારી લાઇબ્રેરીઓમાં અમુક ઓરડો લાઇબ્રેરીના નોકરો માટે જુદો રાખવામાં આવે છે. ત્યાં તેઓ આરામ લઇ શકે છે તથા બપોરનું ખાવાનું વગેરે ખાઇ શકે છે. અથવા તબિયત બગડી આવે તોપણ ત્યાં જઇ શકે છે.

અમેરિકાની ઘણી ખરી લાઇબ્રેરીઓમાં, લાઇબ્રેરીના સઘળા નોકરોની વખતોવખત મીટીંગો કરવામાં આવે છે. આ માટે કાંતો અગાઉથીજ વખત નિર્ણય કરી રાખવામાં આવેલા હોય છે અથવા તો ખાસ ખબર આપીને મીટીંગ મેળવવામાં આવે છે. આ મીટીંગમાં મેવો મીઠાઈ વગેરે ખાવા

માટે રાખવામાં આવે છે અને તે સાથે લાઇબ્રેરીને ઉપયોગી બાબતો ઉપર વિવેચન કરવામાં આવે છે. નવાં નવાં પુસ્તકો ઉપર ચર્ચા ચલાવવામાં આવે છે અને તે સંબંધી ભલામણો કરવામાં આવે છે. વળી લાઇબ્રેરીના કોઇક નિયમ સખ્ત હોય અથવા તો કોઇ ખાસ નિયમ કરવાની જરૂર હોય તો તે સંબંધી પણ વિવેચન કરવામાં આવે છે. પરંતુ આ મીટીંગોને કાંઇ કાયદા કરવાની સત્તા નથી. એતો ફક્ત ચર્ચા ચલાવીને મૂખ્ય લાઇબ્રેરીયનને વિનંતિ રૂપે સૂચના કરે છે અને છેવટના પગલાં લેવાનું કામ તો ફક્ત મૂખ્ય લાઇબ્રેરીયન યાતો વ્યવસ્થાપક મંડળનુંજ છે. આ ઉપરાંત કેટલીએક વાર નાની સભાઓ-અમુકજ ખાતાની-પણ મેળવવામાં આવે છે. દાખલા તરીકે એક મ્હોટી લાઇબ્રેરીની જુદી જુદી શાખાના બાળવિભાગોના ઉપરીઓ મૂખ્ય ઉપરી સાથે એકઠા મળે છે અને તેમની પોતાની શાખા સંબંધી વિવેચન કરે છે. આવી સભાઓ ખાસ અગવડ વિના વારંવાર મેળવી શકાય અને તેથી લાભ પણ થાય છે.

મ્હોટી, અને ધણી શાખાવાળી પુસ્તકશાળાઓમાં દરેક આસિસ્ટંટ નવા નિયમો તથા જાણવા જેવી બાબતો જાણી શકે તે માટે કોઇક જાતનું પત્ર કાઢવાની ખાસ જરૂર પડે છે. એમાં લાઇબ્રેરી સંબંધી સામાન્ય નોંધ હોય, ગામના ધ્યાન ખેંચે તેવા બનાવોની નોંધ પણ હોય તથા પોતાની લાઇબ્રેરીના નવા નિયમો તથા ફેરફાર પણ હોય. આ પત્ર વાંચવાનું દરેક નોકરને ફરજીયાત હોવું જાઇયે.

# પુસ્તકાલય સંબંધીના દાન.



અમેરિકામાં લાઇબ્રેરીઓ કરતાં વધુ દાન ભાગ્યેજ કોઇ એકજ પ્રકારની હીલચાલને મળ્યાં હશે. છેલ્લાં પંદર વીસ વર્ષોમાં આ દાનની સંખ્યા અને રકમ એટલાં તો વધી ગયાં છે કે કેટલીએક તરફથી એમ કહેવામાં આવે છે કે લોકોની જરૂરીયાત કરતાં પુસ્તકાલય વધી ગયાં છે. પરતુ આમ કહેવું તો અતિશયોક્તિ ભરેલું છે. લાઇબ્રેરીઓનો જે વધારો યુનાઇટેડ સ્ટેટસમાં થયો છે તે એક પણ પાઇ તે સંબંધી દાન કરવામાં આવ્યું હોત નહિ તોપણ થાતજ. કદાચ હાલ તે સમયમાં થયો છે તે કરતા સમય ઘણો વધારે થાત. કારણકે હાલમાં જે વધારો થયેલો છે તે કાંઇ દેશના કોઇ એકજ ભાગમાં થયો નથી પણ જાણે આખાયે દેશમાં પુસ્તકાલયની જાળ પથરાઇ ગઇ છે. વળી હાલમાં લાઇબ્રેરીયો સંબંધી જે મૂખ્ય દાન અપાય છે તેમાં કાંઇ બધાય પૈસા દાન કરનાર આપતા નથી પણ ગામના લોકોને માથે અમુક રકમ ઉધરાવવાની કે લાઇબ્રેરી ચલાવવામાં અમૂક હીસ્સો નાંખવામાં આવે છે અને તેમ છતાંએ પુસ્તકાલયની સંખ્યા વધેજ જાય છે. તેજ બતાવી આપે છે કે લોકોમાં વાંચવાની–નવું શીખવાની–જ્ઞાન મેળવવાની અભિરૂચી ઉત્પન્ન થઇ છે. તેનેજ પરિણામે પુસ્તકાલયની સંખ્યા વધે છે. જ્ઞાન તરફની અભિરૂચી વધવાનું મૂળ પ્રાથમિક કેળવણી છે. જો

કોઇ માણસે ફક્ત પ્રાથમિક કેળવણી લીધેલી હોય તો જુદી જુદી ઢબે અને જુદા વિષય ઉપર લખેલાં પુસ્તકો પોતાના ધંધા ઉપરાંતના વખતમાં પણ વાંચીને તે પોતાનું જ્ઞાન પોતાની મેળે ઘણુંજ વધારી શકે. અમેરિકામાં પ્રાથમિક કેળવણી ફરજ્યાત હોવાથી આ પ્રકારે પોતાનું જ્ઞાન વધારનારાઓની સંખ્યા ઘણીજ છે. અને આ રીતે જેઓને જ્ઞાન વધારવાની લાલસા થાય છે. તેઓ પુસ્તકાલયની કદર ખરેખરી બુઝે છે. કમનસિબે આપણા દેશમાં પ્રાથમિક કેળવણી લેનારની સંખ્યા ઘણીજ ઓછી છે. કારણકે તે મફત પણ નથી અને ફરજીયાત પણ નથી. પણ જો પ્રાથમિક કેળવણીનો પ્રચાર વધે તો હાઇસ્કુલોની સંખ્યા વધ્યા શીવાયજ લોકો પોતાનું જ્ઞાન લાઇબ્રેરીની મદદથી આપોઆપજ વધારી શકે. માટે દેશમાં જ્ઞાનનો વધારો થવા માટે પ્રાથમિક કેળવણીનો વધારો થવાની ઘણીજ અગત્ય છે. આ બાબતમાં ના. ગોખલેએ વડી ધારાસભામાં એક કાયદાનો ખરડો રજુ કર્યો હતો પરંતુ તે પસાર થઇ શકયો નહિ. સરકાર તરફથી હાલ તરત તે વિષયમાં કાંઇ થયું નહિ તેથી નિરાશ ન થતાં દેશના દ્રવ્યવાનોએ તથા અન્ય નેતાઓએ પોતે આ બાબત હાથમાં લઇ તે સંબંધી બને તેટલું કરવું જોઇયે.

લાઇબ્રેરીઓ સંબંધીના દાનની વાત કરતા હોઇયે ત્યારે મી. એન્ડ્રયુ કાર્નેગીને ભૂલી જવાય તે બનવું તો અશકયજ છે. મી. કાર્નેગી એક કરોડાધિપતિ લોખંડના વ્હેપારી છે. તેમનો જન્મ ઇ. સ. ૧૮૩૫ માં સ્કૉટલૅંડમાં થયો હતો. અને ફક્ત દસ વર્ષની કુમળી વયમાં તેઓ અમેરિકા ગયા

હતા. તારના સંદેશા લઇ જનાર છોકરા તરીકે પોતાનું જીવન શરૂ કરીને ધીમેધીમે તેઓ પોતાની હાલની સ્થિતિએ પહોંચ્યા છે. લાઇબ્રેરી સાથે હેમનો સંબંધ હેમની છેક બાળ વયમાંજ થયેલો. તે વખતે પુસ્તકાલયથી હેમને ઘણોજ લાભ થયેલો. ત્યાર પછી હમેશ તેઓ લાઇબ્રેરી તરફ઼ ઘણોજ ભાવ રાખે છે અને તે દિશામાં હેમણે ઘણુંજ દાન કરેલું છે. ૧૯૧૦ ની જાન્યુઆરીની પહેલી તારીખ સુધીમાં હેમણે લાઇબ્રેરીઓ માટે સોળ કરોડ રૂપિયા આપ્યા છે. હેમની દાન આપવાની રીત નવીજ છે. તેઓ લાઇબ્રેરીને માટે ખાસ કરીને તો મકાનજ બંધાવી આપે છે. તે પણ બંધાવીને ગામની મ્યુનિસિપાલિટીને જ સોંપે છે. અને સોંપતી વખતે કાયદેસર કરાર કરાવી લે છે કે હેણે ખર્ચેલી રકમનો ઓછામાં ઓછો દસમો ભાગ તે લાઇબ્રેરીના નિભાવ ખાતે કાઢવોજ. આ રીતે ધીમેધીમે હેમણે આપેલા પૈસા કરતા તો મ્યુનિસિપાલીટીઓ વધુ રકમ ખરચે છે. વળી મ્યુનિસિપાલીટીને સોંપ્યાથી તેનો નિભાવ લોકોમાંથી લેવાતા વેરામાંથી થાય છે અને તે કારણથી લોકો તેમાં રસ લે છે અને દેખરેખ પણ સારી રહે છે. આ દાન આપતી વખતે કરારનામામાં તે લાઇબ્રેરી સાથે મી. કાર્નેગીનું નામ રાખવાની કોઇ પણ કલમ હોતી નથી પણ સામાન્ય રીતે આવી સઘળીજ લાઇબ્રેરીઓને "કાર્નેગી લાઇબ્રેરી" તરીકેજ ઓળખવામાં આવે છે. કેટલેએક ઠેકાણે મકાન બંધાઈ ગયા પછી તેના ટ્રસ્ટીઓ તખ્તી મુકાવે છે કે આ મકાન બંધાવવાનું ખર્ચ મી. કાર્નેગીએ આપ્યું હતું. પણ આ રીતને મી.

કાર્નેગી કોઇપણ રીતે ઉત્તેજન આપતા નથી. કદાચ એમ ધારશે કે આટલું બધું દાન મી. કાર્નેગી આપતા હશે તેમાં તેમનો કેટલો બધો સમય જતો હશે. પણ લાઇબ્રેરી સંબંધી જે કાંઇ માંગણીઓ આવે છે તે બધી તરફ તેમનો એક સેક્રેટરીજ ધ્યાન આપે છે અને પૂરતી તપાસ કરી, જરૂર જોગા કરારનામા કરાવીને નિયમ પ્રમાણે રકમ આપી દે છે. ફક્ત કોઇ ખાસ બાબતમાંજ મી. કાર્નેગીને પૃછવું પડે છે, ત્યારે તેઓ લક્ષ આપે છે. આ રીતે સમગ્રે બાર મહિનામાં ફક્ત બે દિવસ તેઓ લાઇબ્રેરી ખાતા તરફ જાતે લક્ષ આપતા હશે.

આપણા દેશમાં હજી પુસ્તકાલય ખાતે દાન આપનારાજ ઓછા છે તો આવા મોટા દાનેશ્વરી તો કયાંથી હોય ! છતાં હવે તે તરફ લોકોનું લક્ષ ઘણું વધવા લાગ્યું છે. પ્રથમ પ્રકરણમાં કહ્યું છે તેમ શ્રીમંત મહારાજા ગાયકવાડે આ વિષય ઉપર ઘણું ધ્યાન આપી આખા ઇલાકાને જાગૃત કર્યો છે. તેઓ પણ અમૂક સરતો કરીને જે ગામ માંગે તેને લાઇબ્રેરી કરી આપે છે પણ ગાયકવાડ સરકારની રીતમાં ત્રણ પક્ષ આવ્યા. એમની સરકાર, ગામની રૈયત અને ખાનગી ઉઘરાણું. ખાનગી ઉઘરાણાથી જો લોકો અમુક રકમ એકઠી કરે તો તેમાં બીજી રકમ એમની સરકાર ઉમેરીને લાઇબ્રેરી ઉભી કરી આપે અને તેના નિભાવનું ખર્ચ સ્થાનિક મ્યુનિસિપાલિટીઓ લાઇબ્રેરીને કાંઇક ગ્રાન્ટ આપે છે. અમદાવાદમાં મી. ભાઇશંકર નાનાભાઇએ સ્થાપેલી લાઇબ્રેરીના નિભાવનું કાર્ય અમુક સરતે મ્યુનિસિપાલિટીયે લઇ લીધું, એ તો ઘણુંજ સારૂં થયું છે.

મુંબાઇમાં મુખ્ય બે મ્હોટી લાઇબ્રેરીઓ ચાલે છે. તેમાં જે. એન. પીટીટ લાઇબ્રેરીનું મકાન તથા ફંડ સારા છે પણ તેમાં મફત વાંચન પૂરૂં પાડવામાં આવતું નથી. લાઇ-બ્રેરીના દાન સંબંધમાં આપણા ઇલાકામાં શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા ઘણા મશહુર થયેલા છે. તેમણે પોતાનું નામ રાખ્યા શીવાય ઘણી લાઇબ્રેરીઓ સ્થાપવામાં સંગીન મદદ કરી છે. ભરૂચની દાદાભાઇ લાઇબ્રેરી, માથે-રાનની કરસનદાસ મૂળજી લાઇબ્રેરી વગેરે અનેક લાઇબ્રેરીઓમાં ત્હેમણે ઘણીજ મદદ આપી છે. વળી મુંબાઇમાં ફ્રી જનરલ લાઇબ્રેરી માટે કોટમાં એક સુંદર મકાન ત્હેમણે આપ્યું છે અને તે ઉપરાંત તેના નિભાવ માટે પોતાના વીલથી રૂપિયા બે લાખની ઉદાર રકમ આપતા ગયા છે. આવા ઘણા દાનવીરો આપણામાં પાકશે ત્યારેજ લાઇબ્રેરીનું ભવિષ્ય ઉજવળ થશે અને લોકોમાં જ્ઞાન વેગથી પ્રસરશે.

અમદાવાદની દાદાભાઇ લાઇબ્રેરી મફત ચાલે છે અને ખાનગી સખાવતથી તથા મેમ્બરોથી તે નિભાવાય છે. તે ઘણી નાની છે પણ તે સંબંધી ખાસ વાત એ છે કે ધર્માદા સંસ્થા તરીકે તેને કાયદેસર રજીષ્ટર કરવામાં આવી છે.



# લાઇબ્રેરી અને પ્રસિદ્ધિનું કાર્ય.



એક વખતે ન્યુયોર્કની એક જાહેર પુસ્તકશાળામા એક છોકરાએ અમૂક પુસ્તક માગ્યું. જવાબમાં ત્હેને કહેવામાં આવ્યું કે તે પુસ્તક ત્યાં નથી તેમજ આવી પણ શકશે નહિ, કારણકે તે છપાતું બંધ પડયું છે. આ ઉપરથી તે છોકરાએ કહ્યું કે ત્યારે ત્હમે લાઇબ્રેરીવાળાઓ તે છાપીને કેમ પ્રસિદ્ધ કરતા નથી? અલબત્ત તે છોકરાના કહેવા તરફ તે વખતે તો કોઇયે પણ ધ્યાન આપ્યું નહિ પણ હવે આ પ્રમાણેના ન મળતાં પુસ્તકોની પ્રસિદ્ધિ તરફ અમેરિકાનાં પુસ્તકાલયોનું ધ્યાન ખેંચાયું છે અને જો કે હાલમાં તો આ પ્રકારનું કાંઈ કામ તેઓ કરતા નથી પણ ભવિષ્યમાં તેઓ તેમ કરશે તેવો પાકો સંભવ છે. હાલમાં એ ઘણી લાઇબ્રેરીઓમાં છાપખાનુ હોય છે અને પોતાના ઉપયોગના સાધનો-જેવાં કે નામની પટીયો, પુસ્તક માટે છાપેલા નંબરો-પત્રકો વગેરે બધું પોતેજ છાપી લે છે. વળી કેટલીએક લાઇબ્રેરીઓ તો છાપવાની બાબતમાં સાથે મળીને કામ લે છે અને તે અમેરિકન લાઇબ્રેરી એસોસિએશનને નામે ઓળખાય છે. આ એસોસિએશન લાઇબ્રેરી સંબંધી ઘણા ઉપયોગી પુસ્તકો બ્હાર પાડે છે. પરંતુ છુટી છુટી લાઇબ્રેરીઓ સામાન્ય રીતે તો બુલેટીન-નાનું ચોપાનીયુંજ બ્હાર પાડે છે. આ ચોપાનીયું ઘણુંખરૂં દર મહિને બ્હાર

પડે છે. આની અંદર તે લાઇબ્રેરીનું બંધારણ, વ્યવસ્થાપક મંડળીના નામ, ટ્રસ્ટીનાં નામ અને લાઇબ્રેરીના ઉપયોગ માટેના કાયદાઓ, તે મહિનામાં નવાં આણેલાં પુસ્તકો, અથવા તરતને માટે કોઇ ખાસ ધ્યાન ખેંચી રહેલા વિષય ઉપરના પુસ્તકોની યાદી એટલા વાનાં ખાસ કરીને હોય છે. આ ઉપરાંત લાઇબ્રેરી સંબંધી સ્થાનિક ખબરો અથવા તો સામાન્ય ખબરો પણ આ ચોપાનિયામાં આવે છે. વળી કોઇ કોઇ લાઇબ્રેરીયોના પોતાના કબજામાં કોઇ હસ્ત લિખિત ગ્રંથ હોય અને જો તે સામાન્ય ઉપયોગનો જણાય તો તે પણ આવા બુલેટીનમાં કકડે કકડે પ્રસિદ્ધ કરે છે. આવા ગ્રંથોમાં કોઈ મહાપુરૂષની નોંધપોથી અથવા તો પત્રવ્યવહાર પણ હોય છે. કેટલીએક લાઇબ્રેરીઓ તો બુલે-ટીનની અંદર નવા પુસ્તકોની ખબર આપે છે. તે એવી રીતે આપે છે કે પોતાને ત્યાંના પુસ્તકનાં પત્રકમાં તે કામ લાગે અને લોકોને પણ પત્રક રાખવું હોય તો બુલેટીન-માંથી તે પાનાં કાઢી લે. કેટલીએક લાઇબ્રેરીઓ તો ફક્ત પુસ્તકનાં પત્રકોજ છાપીને બ્હાર પાડે છે. સામાન્ય રીતે દરેક લાઇબ્રેરી વાર્ષિક રીપોર્ટ તો છપાવીને બ્હાર પાડેજ છે. આની અંદર જો તે રિપોર્ટ ઘડનારો હોંશીયાર હોય તો ઘણી ઉપયોગી બાબતોનો સમાવેશ થઈ જાય છે.

લાઇબ્રેરીમાં જાત જાતના પુસ્તકોનો ભંડાર ભરેલો હોય છે. અને રેફરન્સ માટેનાં પુસ્તકો રચવા માટે આવા ભંડારની અગત્ય પડે છે, તો લાઇબ્રેરીયન પોતેજ કેમ રેફરન્સ પુસ્તકો રચી શકે નહિ ? કોઇ બ્હારનો માણસ તેની લાઇબ્રેરીનો-

લાભ લઇને આવા પુસ્તક રચે, તો પોતાને ત્યાંના પુસ્તકોનો પોતેજ અભ્યાસ કરી, લાભ લઈ, આ કામ ઘણીજ સહેલાઈથી તે કરી શકે. અમેરિકામાં કેટલાએક લાઇબ્રેરીયનોએ આવા પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે પણ હજી ત્હેમની સંખ્યા જુજ છે. ભવિષ્યમાં પોતાની ફુરસદે પોતાના પુસ્તકાલયમાંની સામગ્રીની મદદ લઇને આવા વધારે પુસ્તકો પ્રસિદ્ધ થશે, એમ આશા રાખી શકાય.

આપણા હિંદુસ્થાનમાં તો મૂળ લાઇબ્રેરીઓનીજ તાણુ છે, તો પછી આ પ્રમાણે પુસ્તક પ્રસિદ્ધિની શી આશા રાખી શકાય ? વળી લાઇબ્રેરીયનનું કામ એક ધંધા તરીકે સ્વીકારવાનું શ્રીમંત ગાયકવાડ મહારાજના રાજ્યમાં થોડા વર્ષ ઉપરજ બની શક્યું છે. અલબત્ત ત્યાર પછી મુંબાઇની યુનિવરસીટીએ એક યુવકને લાઇબ્રેરીયન માટેનું શિક્ષણ લેવા પશ્ચિમ તરફના દેશમાં મોકલી આપ્યો છે તથા મુંબાઇની બીજી એકાદ બે લાઇબ્રેરીઓમાં સારા લાઇબ્રેરીયન માટે માગણી થઈ છે પણ તે આપણા યુવકોને લલચાવવાને પુરતી ગણી શકાય નહિ. અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને અંગે સારી ગુજરાતી લાઇબ્રેરી છે તથા તે સંસ્થા તરફથી બુદ્ધિપ્રકાશ નામે પત્ર નીકળે છે. આ પત્રમાં વખતોવખત જુના હસ્તલિખિત ગ્રંથો છપાય છે તથા પુસ્તકોની વર્ગણી પણ પ્રસિદ્ધ થાય છે એટલે આપણે તેને અમેરિકાની લાઇબ્રેરીના બુલેટીન સાથે કેટલેક અંશે સરખાવી શકીએ ખરા. બીજું પત્ર વડોદરાનું "લાઇબ્રેરી મિસલેની" છે. આમાં

લાઇબ્રેરીની ખબરો પણ અંદર આવે છે. આ પત્ર સર્વાંશે અમેરિકાની લાઇબ્રેરીમાંથી પ્રસિદ્ધ થતા ચોપાનીયાની સાથે સરખાવી શકાય ખરૂં.

---

# પુસ્તકોની બાંધણી.

પુસ્તકોની બાંધણી, લાઇબ્રેરીમાંની બાબતમાં ઘણું ધ્યાન ખેંચે છે. જેમ વારંવાર નવાં પુસ્તકો લાઇબ્રેરીમાં આણવાનું એક કામ છે તેમ જુના પુસ્તકો ફાટી જાય તે નવેસરથી મુકવાનું પણ કામ છે. સાધારણ રીતે ગ્રંથ પ્રસિદ્ધ કરનારા પોતાના પુસ્તકોની બાંધણી કાંઇક અમુક ધોરણને અનુસરીને રાખે છે. આ ધોરણમાં બ્હારનો દેખાવ મુખ્ય દરજ્જો ધરાવે છે. કારણકે મોટા ભાગે ખરીદનાર પોતે પોતાને માટે પુસ્તક લે છે અને ઘરના ઉપયોગને માટે તો જરા શોભીતું પૂઠું હોય અને ખાસ મજબુત બાંધણી ના હોય તોપણ ચાલે. પરંતુ લાઇબ્રેરીઓની બાબતમાં તેમ ચાલી શકે નહિ. ત્યાં તો પુસ્તકનો ઉપયોગ ઘણોજ થાય છે અને ઘણે હાથે થાય છે. એટલે બાંધણી—ખાસ મજબુત બાંધણી—પસંદ કરી હોય તો અંતે સોંઘી પડે છે. દાખલા તરીકે કોઈ પુસ્તક ચાર રૂપિયાની કીંમતનું છે. બધું મળીને તે સાત વરસ ચાલે છે. અને તેમાં ત્રણવાર બંધાવવું પડે તેના ત્રણ રૂપિયા મળી કુલે સાત રૂપિયા ખર્ચ આવે. એટલે દર વર્ષે સરેરાશ તે પુસ્તકના ખર્ચ ખાતે એક રૂપિયો આવે.

પણ જો પહેલેથીજ એ પુસ્તક લાઇબ્રેરીને લાયકના મજબુત પુંઠાનું આવતું હોય અને એક રૂપિયો વધારે થતો હોય અને તેને બદલે ફક્ત એકજવાર બંધાવવું પડતું હોય તો ચોખ્ખા એક રૂપિયાનો નફો થાય. પરંતુ ફરીફરી બંધાવતી વખતે બંધાવ્યા પછી તે પુસ્તક કેટલું ચાલશે તે તપાસવું જોઇયે. જો અંદરના કાગળ ઘસાઇ ગયા હોય અથવા ફાટયા હોય તો બંધાઇના પૈસા નકામા જાય. વળી મૂળ પુસ્તક ઘણું મોંઘુ ન હોય અને જુના પુસ્તકનાં પાનાં ફાટી જવા આવ્યાં હોય તો તો ઘણીવાર નવું પુસ્તક લઇ લેવામાંજ લાભ હોય છે. ખાસ જોવાનું એટલુંજ છે કે પુસ્તકનાં પાનાં અને પૂઠું બન્ને સાથેજ ઘસાઇ જવા જોઇયે. એમાંજ લાઇબ્રેરીયનની હોંશીયારી છે. કેટલીકવાર પ્રસિદ્ધ કરનારા વેપારીને ત્યાંથીજ વગર બાંધેલી ચોપડીયો લઇને લાઇબ્રેરીવાળાઓ પોતે તે પહેલેથીજ મજબુત બંધાવી લે છે. હાલમાં લાઇબ્રેરી એસોસિએશનના પ્રયાસથી કેટલાએક પ્રસિદ્ધ કરનારાઓ પહેલેથીજ અમૂક સંખ્યા લાઇબ્રેરીઓને લાયકની બાંધણીમાંજ પ્રસિદ્ધ કરે છે.

પુસ્તકો ફરીથી બંધાવવામાં કેટલીએક બાબતો ખાસ ધ્યાનમાં રાખવાની છે. એક તો જો ફરીથી બંધાવ્યાથી તે પુસ્તક કોઇપણ રીતે ઓછું ખેંચાણકારક થાય તેમ ન થવા દેવું બાળકોના વિભાગમાં જો તેમના પ્રિય પુસ્તકોના પુંઠા વગેરેમાં ફેરફાર થાય છે તો તેઓ તે પુસ્તક વાંચતાં નથી. માટે એવા પુસ્તકો ફરી બંધાવવા કરતાં તેમના ચાલુ પૂઠા-

નેજ મજબુત કરવા યત્ન કરવો જોઇયે. વળી કેટલીકવાર પુસ્તક ફરી બંધાવ્યાથી તે બરોબર ઉઘડતું નથી, અથવા ઘણું મજબુત બંધાવ્યાથી ભારે થઇ જાય છે. આ વખતે વાંચનારની સગવડ ઉપર પણ ખાસ ધ્યાન આપવું જોઇએ. અને કદાચ ઓછું મજબૂત થાય અને વ્હેલું ફેંકી દેવું પડે તો એમ ગણવું કે એટલું ખર્ચ વાંચનારની સગવડ ખાતે થયું હતું. ઘણીવાર તો જો પુસ્તક જરાક બગડે કે સહેજ ફાટયું હોય તે વખતે ધ્યાન દઇને રીપેર (સમુ) કરવામાં આવે તો પાછું ટકે છે. આ બધી બાબતો લાઇબ્રેરીયનોએ ખાસ યાદ રાખવાની છે. વળી પુસ્તક બંધાવા ગયું હોય ત્યારે તેની નકલ લાઇબ્રેરીમાં રાખવા તરફ પણ ધ્યાન આપવું જોઇયે.

---

# શાખાઓ અને સ્થાનકો.

મ્હોટા શહેરોની અંદર ફક્ત ગણે ગાંઠે ઠેકાણે પુસ્તકાલય હોય તે કાંઇ પૂરતાં થઇ પડે નહિ. આ કારણને લીધે અમેરિકામાં જુદા જુદા લત્તાઓમાં પુસ્તકો મળી શકે તે માટે ત્રણ રીતો ચાલે છે. (૧) લાઇબ્રેરીની શાખા. (૨) પુસ્તકો વ્હેંચવાના સ્થાનકો (૩) પુસ્તકો મંગાવવાનાં સ્થાનકો.

શાખાની અંદર પુસ્તકોનો નાનો સરખો સંગ્રહ રહે છે. ખાસ કરીને રેફરન્સનાં પુસ્તકો ત્યાં રહે છે અને તે

ઉપરાંત કોઇને બીજાં પુસ્તક જોઇતાં હોય તો મુખ્ય લાઇબ્રેરીમાંથી મંગાવી આપવામાં આવે છે. આ રીતે પોતાના લત્તામાંજ મુખ્ય લાઇબ્રેરીનો લાભ મેળવે છે.

વ્હેંચવાના સ્થાનકોમાં પુસ્તકોની અમૂક સંખ્યા રાખવામાં આવે છે. પણ તે હમેશને માટે નહિ. આ પુસ્તકો એક મધ્યસ્થ સંસ્થામાંથી મોકલવામાં આવે છે અને જ્યાં સુધી તેમની જરૂર હોય ત્યાં સુધી તે રાખવામાં આવે છે અને પછી બીજો જથ્થો મોકલીને તે મંગાવી લેવામાં આવે છે. આ પ્રકાર ફરતાં પુસ્તકાલયને ઘણી રીતે મળતો આવે છે.

મંગાવવાના સ્થાનકોની અંદર જેને પુસ્તક વાંચવું હોય તે પુસ્તકનું નામ આપી જાય છે અને ત્હેને તે મધ્ય સ્થાનમાંથી મંગાવી આપવામાં આવે છે.

આ રીતના ત્રણ પ્રકાર સામાન્ય રીતે ચાલુ છે અને તે થોડા ફેરફાર સાથે એક બીજા સાથે મિશ્ર પણ થઇ જાય છે. પણ આ ત્રણેમાંથી શાખા વધારે અનુકૂળ અને લોકમાન્ય છે. સામાન્ય રીતે લોકો દેખે તે તો વાંચે અને શાખાની અંદર પુસ્તકોનો સંગ્રહ હોય અને વારંવાર વગર મંગાવે પણ નવો આવ્યા કરે એટલે તે વધુ વંચાય. લત્તાની બ્હાર મોટાં પુસ્તકાલય હોય પણ ત્યાં મોટું કે બાળક કોઇ જાય નહિ અને દરેક નાના લત્તામાં સ્વતંત્ર લાઇબ્રેરી કરવાનું ઘણુંજ ખર્ચાળ થાય. આ બધા કારણોથી આવા લત્તાઓમાં શાખા લાઇબ્રેરીઓ ઘણી ઠીક પડે છે. ચોપડાઓ ખાસ મંગાવીને વાંચવી એ તો વિદ્વાન

કે શોધક જ કરે છે એટલે સ્થાનકો બહુ ફાવતા નથી. શાખાની અંદર તો લોકોને મોટાં પુસ્તકાલયનો ભંડાર મળી શકે છે અને સાથે નાનાંમાં મળતી નિરાંત પણ રહે છે.

અમેરિકામાં થોડાં વર્ષોમાંજ શાખા પુસ્તકાલયનો પ્રચાર ઘણો વધી ગયો છે. ઘણીવાર આ પુસ્તકાલયને મૂળ પુસ્તકાલય સાથે સરખાવેછે અને ઉતારી પાડે છે. પણ આવી સરખામણી કરવી તે વ્યાજબી નથી. મૂળ પુસ્તકાલય ખોલવાનું જ્યાં કોઇ પણ કારણને લીધે અશક્ય હોય છે ત્યારેજ શાખા ખોલવામાં આવે છે અને ત્યાં દરેક જાતના પુસ્તકો રાખી શકાય નહિજ. રેફરન્સના પુસ્તકો પણ દરરોજ ઉપયોગમાં આવે તેવાંજ હોય છે, તેમ દાકતરી, વકીલાતના કે એવા કોઇ ખાસ ધંધાના પુસ્તકો પણ તેમાં રાખવામાં આવતાં નથી. જો કોઇ એવા લત્તામાં તે શાખા આવી હોય, દાખલા તરીકે જ્યાં વણકરો ઘણા રહેતા હોય તો વણાટ કામની ચોપડીઓ ખાસ કરીને રાખવામાં આવે છે. આ શાખા લાઇબ્રેરીઓ વેપાર રોજગારની જગા કરતા રહેઠાણની પાસે જો રાખવામાં આવે છે તો તેનો ઘણો ઉપયોગ થાય છે. કારણ કે વ્હેપારી લત્તામાં લોકોને ફુરસદ હોતી નથી. આ શાખાઓની વ્યવસ્થા કેટલેક અંશે મૂળ લાઇબ્રેરી વાળાઓની પાસે હોય છે અને કેટલીક વાતોમાં ત્યાંના લાઇબ્રેરીયનને સ્વતંત્ર રાખવામાં આવે છે. એક મૂળ પુસ્તકાલયની એક કરતા વધારે શાખા હોય

તો જરૂર પડતાં જુદી જુદી શાખાઓ એક બીજી પાસેથી પુસ્તકો મંગાવી શકે છે.

---

# રીપોર્ટ અને આંકડાઓ.

---

કોઈ પણ વ્હેપારમાં, ધંધામાં કે રોજગારમાં બરોબર જુદી જુદી રકમોનો અને જુદા જુદા ખાતાઓનો હિસાબ રાખી દર વર્ષે સરવઇયું કાઢ્યા વિના ચાલે નહિ. આ હિસાબ રાખવાના અનેક લાભ છે તે તો આપણે જાણીએ છીયે. તેજ પ્રમાણે લાઈબ્રેરીની બાબતમાં પણ બરોબર હિસાબ રાખવાની અને જુદી જુદી ગણત્રીઓ કાઢવાની ઘણીજ જરૂર છે. આ ગણત્રીઓ બે કામ માટે કાઢવામાં આવે છે. એક તો સંસ્થાના વ્યવસ્થાપકો ટ્રસ્ટીઓ અથવા તો મ્યુનિસિપાલિટી જે વ્યવસ્થામાં કાંઇ ખર્ચનો હિસ્સો આપતી હોય તે લોકો અંદરનો કારભાર કેમ ચાલે છે તે જાણવા આતુર હોય છે તેમને માટે અને બીજું ખુદ લાઈબ્રેરીનાજ કાર્યવાહકોની પોતાની જાણ માટે એટલે કે અમૂક ખાતાં કેમ ચાલે છે તથા કેમ બરો-બર ચાલતા નથી તથા અમૂક રીતની આવકમાં સગવડ વધારે છે કે કેમ તે બધી બાબતો એમના ધ્યાનમાં આવી જાય અને ત્હેમાં જરૂરી સુધારા દાખલ કરી શકાય.

આ બેમાંથી જે કામ માટે પોતાની ગણત્રીઓ કાઢવાની હોય તે પ્રમાણે આંકડા એકઠા કરવામાં આવે છે. લાઈબ્રેરીઓમાં ઘણુંખરૂં આમાંનાં પ્રથમ કામ માટે આંકડા ભેગા કરવામાં આવે છે અને તે ઉપરથી વાર્ષિક રીપોર્ટ ઘડી કાઢવામાં આવે છે. લાઇબ્રેરીઓમાં સાધારણ રીતે ત્રણ પ્રકારની વિગતો એકઠી કરવામાં આવે છે. (૧) પૈસા સંબંધી એટલે આવક અને જાવકના આંકડા (૨) પુસ્તકો-તેમની સંભાળ, તેમનો ઉપયોગ, વગેરેના આંકડા (૩) મકાન અને મિલ્કત સંબંધીના આંકડા. આમાંથી પૈસા સંબંધીના આંકડા તો સાધારણ હિસાબના આંકડા જેવાજ ગણવાના છે અને જેમ બીજી સંસ્થાઓમાં પૈસાનો હિસાબ રાખવામાં આવે છે તેમ અહિં પણ રખાય છે. ફક્ત થોડાકજ અનુભવમાં આવક અને ખર્ચનાં જુદાં જુદાં મથાળાં શી રીતે રાખવા તે ધ્યાનમાં આવી જાય છે.

લાઇબ્રેરી સંબંધીના ખાસ આંકડામાં પુસ્તકો-તેમની સલામતી-અને હાલતના આંકડા સૌથી જરૂરી છે. લાઇબ્રેરીમાં પુસ્તકોની અમૂક સંખ્યા હોય તેમાં નવી આવેલી ઉમેરતાં અને નકામી થયેલી બાદ કરતાં કુલે પુસ્તક સંખ્યા મળી રહે છે કે કેમ અને ખોવાઇ કેટલી તે બધું તપાસવું જોઇયે. વળી જે ચોપડીયો છે તે પણ કેવી હાલતમાં છે તે પણ રીપોર્ટ પરથી જણાઇ આવવું જોઇયે. ત્યાર બાદ ચોપડીયોના ઉપયોગ સંબંધી આંકડા આવવા જોઇયે.

લોકો ઘેર કેટલી લઇ ગયા તથા ત્યાંને ત્યાં કેટલી વંચાઇ તે પણ આવવું જોઈએ. આમાં વિષયવાર ચોપડીઓ જુદી લખવી જોઇયે એટલે અમૂક એક વિષયની કેટલી ચોપડીયો વંચાઇ તે જાણી શકાય. ત્યાર પછી લાઇબ્રેરીની મિલ્કતના પણ આંકડા કાઢવા જોઇયે. મકાન, શેત્રંજીઓ, ફરનીચર, ચિત્રો વગેરે સંભાળથી તપાસવું જોઇયે.

આ બધા આંકડાઓ અને ગણત્રી કાઢતી વખતે અંદર કોઇ વાર ખાસ શબ્દો વાપરવામાં આવે છે તેનો અર્થ પણ રીપોર્ટમાં સમજાવવો. વળી પુસ્તકોના વિષય ઘણી વાર રીપોર્ટમાં જુદા ગોઠવવા પડે તેમ હોય તો તેમ કરવું. રીપોર્ટમાં લાઇબ્રેરીની અંદરની ગોઠવણને વળગી રહેવાની જરૂર નથી. દાખલા તરીકે લાઇબ્રેરીમાં–ખગોળ, પ્રાણીવિદ્યા, ભૂસ્તરવિદ્યા, રસાયનશાસ્ત્ર વગેરેના જુદા વિભાગ કરેલા હોય છે. પણ કેવા પુસ્તકો વંચાયા તેની સરેરાસ કાઢવી હોય તો આ બધાને વિજ્ઞાનના એકજ વિભાગમાં મૂકી શકાય. વળી બાળવિભાગની અંદરના પુસ્તકોને બ્હારની લાઈબ્રેરીના પુસ્તકોની ભેગા ગણવામાં આવતાં નથી પણ જૂદાંજ ગણવામાં આવે છે. પરંતુ આ સઘળી બાબતો કરતાં વધુ ઉપયોગી બાબતો એ છે કે જુદી જુદી લાઇબ્રેરીના જે રીપોર્ટ પ્રસિદ્ધ થાય છે તે બધામાં વર્ણવેલા વિષયો અને કાઢેલા આંકડાના મથાળામાં સરખાપણું હોવું જોઇયે. એટલે જો કોઇ નિરીક્ષકને જુદી જુદી લાઇબ્રેરીઓ વચ્ચે સરખામણી કરવી હોય

તો તે સહેલાઇથી કરી શકે. આ કામ લાઇબ્રેરી ક્લબ જેવી કોઇ સામાન્ય મધ્યસ્થ સંસ્થાનું છે. તેને લાઇબ્રેરીયનની જાણ માટે આ વિષય ઉપર સૂચનાઓ મોકલ્યા કરવી જોઈયે.

---

# લાઈબ્રેરી અને સંગ્રહસ્થાન

---

નવા જમાનામાં એક મુખ્ય વાત એવી બની છે કે દરેક સંસ્થાના વ્યવસ્થાપકોનું મન જેમ બને તેમ પોતાની સંસ્થાને સંપૂર્ણ તથા લોકપ્રિય બનાવવા તરફ વળ્યું છે. લાઇબ્રેરીને પણ વધારે ઉપયોગી, સંપૂર્ણ અને લોકપ્રિય બનાવવી હોય તો તેને સંગ્રહસ્થાનની ઘણી જરૂર છે. કેટલાંએક પુસ્તકો સચિત્ર હોય છે, પણ અમૂક વિષયોમાં તો સંગ્રહસ્થાનમાંના નમૂના જોયા વગર બરોબર સમજ કે રસ પડેજ નહિ. વળી ઇતિહાસ જેવાં પુસ્તકો વાંચતી વખતે તે અમૂક સમયના ઐતિહાસિક નમૂના જોયાથી તે જ્ઞાન ઘણું દૃઢ થાય છે તથા તે વાંચવામાં કાંઇ અવનવોજ રસ પડે છે. આ રીતે પુસ્તકાલય અને સંગ્રહાલયનો સંબંધ ઘણો નિકટ છે. પરંતુ તે બન્ને કાંઇ એકજ જગોએ હોવાની જરૂર નથી. બન્ને જુદી જુદી વ્યવસ્થા નીચે પણ પાસે પાસે જ હોય તો ઘણો જ લાભ થાય. વ્યવસ્થા જુદી હોય તો બન્નેની ખીલવણી સારી થાય પરંતુ જે ગામમાં જુદા સંગ્રહસ્થાન કરવાનું અશક્ય હોય તેવાં ગામોમાં તો

લાઇબ્રેરીની સાથેજ નાનું સરખું સંગ્રહસ્થાન રાખવું ઘણુંજ લાભદાયક થઇ પડે. સામાન્ય સંગ્રહસ્થાન જેટલોજ ઉપયોગી ચિત્રોનો સંગ્રહ પણ પુસ્તક શાળાને ઉપયોગી છે. ચિત્રોથી શોભામાં વધારો થાય છે એટલુંજ નહિ પણ પ્રવીણ ચિતારાની પીંછીથી આલેખાયલા ચિત્રોથી કલાની સચોટ છાપ લોકોના હૃદયપર પડે છે, અને તેને લીધે લોક લલિત કલા તરફ આકર્ષાય છે.

•

જો સામાન્ય સંગ્રહસ્થાન રાખવા જેવી પુસ્તક શાળાની શક્તિ ન હોય તો પોતાનાજ ગામમાંથી જૂજ ખરચે એકઠાં કરી શકાય તેવા કેટલાએક નમૂના રાખવા અને તે ઉપરાંત પુસ્તકોનું સંગ્રહસ્થાન તો રાખવુંજ. આ પુસ્તકના સંગ્રહસ્થાનમાં હસ્તલિખિત ગ્રંથ સાચવીને રાખવા. ઘણીવાર અતિ ઉપયોગી હસ્તલિખિત પ્રતો ખાનગી આસામી પાસે વિના સંભાળે બગડી જાય છે અને જાહેર પ્રજાને ઐતિહાસિક કે સાહિત્યની ઝીણી દૃષ્ટિયે તે નિરખવાનો અવસર મળતો નથી. માટે જો પુસ્તકાલયને અંગે આવું એક પુસ્તક સંગ્રહસ્થાન હોય તો આવા ગ્રંથો સાચવી શકાય. કેટલાએક ગ્રંથો ખાસ ઉપયોગી કે ઉત્તમ હોય નહિ પણ લિપિ અને જોડણીની દૃષ્ટિયે તે ઘણા ઉપયોગી થઇ પડે તેમ હોય તે પણ આમાં રાખી શકાય. વળી કેટલાએક અસલી છાપેલાં પુસ્તકો હોય તે પણ તેમાંની છાપા કલાને લીધે અથવા તો તેમાં અમૂક અમૂક ભૂલો આવતી હોય તેને લીધે તે ઘણાં ઉપયોગી ગણી

શકાય તેવાં હોય, તે પણ આ સંગ્રહમાં રાખી શકાય. કોઇ જુનું ફરમાન, કોઇ જુનો તામ્રલેખ, કોઇ જુની હસ્ત લિખિત નોંધપોથી કે કાંઇક જુનાં પત્રો આ સઘળું સંભાળીને આ સંગ્રહમાં મૂકાવું જોઇયે.

આ સંગ્રહસ્થાનના તેમજ ચિત્ર સંગ્રહના વિષય ઉપરથી પુસ્તકાલયની અંદરની શોભા વિષે આપણને વિચાર આવે છે. લાઇબ્રેરીની અંદરનાં ખંડ શોભિતા કરવા જોઇયે તે વાત તો હવે સર્વત્ર સ્વીકારવામાં આવી છે. પણ શોભા શેને કહેવી તે સંબંધી મતભેદ જોવામાં આવે છે. અસલી વિચારો પ્રમાણે તો ઘેરા ચળકતા રંગ, મોટાં મોટાં ભિંતે ચિતરેલા ચિત્રો અને ટંગાવેલી ભારે ભારે છબીઓ શોભા રૂપ ગણાતી હતી. પરંતુ હવે તો આંખને ઇજા ન કરે તેવો રંગ, ભીંત ઉપર આછી કોરણની લીંટીયો કે સંજ્ઞાઓ અને છુટક છુટક યોગ્ય અને બંધ બેસતી છબીઓ તરફ લોકોનું મન વળ્યું છે. છબીઓ શોભામાં ઘણો વધારો કરે છે અને સાથે બોધક પણ થઇ પડે છે. ઉત્તમ ચિત્રો પણ હવે મોંઘા નથી આવતા અને ઘણી વાર તો શુક્રવારમાં, ચોર બજારમાં કે ફેરીઆઓની પાસે ઘણાંજ ઉત્તમ ચિત્રો હોય છે. ચિત્રો પસંદ કરતી વખતે નીચેની બાબતો ખાસ ધ્યાનમાં રાખવી. (૧) ચિત્ર તેમાં રહેલી કલા સારૂ પસંદ કરવું. આ વખતે તેમાંના વિષય તરફ ધ્યાન આપવાની જરૂર નથી. (૨) અથવા તો જાણીતી સીનરી, કુદરતી દેખાવ, ગામમાં કે પાડોશ

માંના કોઇ સ્થાનનું ચિત્ર લોકોને પસંદ પડે તે આશયથી રાખવું. (૩) અથવા તો જ્ઞાન પ્રસાર અર્થે ચિત્ર પસંદ કરવા. ઐતિહાસિક ચિત્રો, નીતિ વિષયના ચિત્રો કે ખગોળ વગેરેના ચિત્રો. (૪) અથવા તો સ્થાનિક અગત્યના ચિત્રો લેવા. ગામમાં થઈ ગયેલા મોટા માણસો, ગામમાં ભરાયલા દરબાર કે મેલાવડાના ચિત્રો વગેરે. ગમે તે વિષય હ્યો પણ ચિત્રો ઉત્તમ હશે તો લોકોમાં કલા વિષે ભાવ ઉત્પન્ન થશે, તેમનાં હૃદય કોમળ થશે, બુદ્ધિ ખીલશે અને છેવટે લાભ જ થશે.

---

# પુસ્તકાલય માટેના મકાન.

આપણા દેશમાં તો લાઇબ્રેરીઓ એવી પછાત સ્થિતિમાં છે કે, તે માટે થોડી ઘણી રકમ હાથમાં આવે કે તરતજ એક ગમે તેવા ભાડુતી મકાનની અંદર થોડા કબાટ અને ટેબલ તથા ખુરશી કે બાંકડાઓ ગોઠવીને લાઇબ્રેરી તૈયાર કરી દેવામાં આવે છે. પરંતુ આપણે આ પુસ્તકમાં વર્ણવેલા સઘળા અંગો હોય ત્યારેજ તે લાઇબ્રેરી કહેવાય. સંપૂર્ણ લાઇબ્રેરી માટે મકાન પણ ખાસ બંધાવેલું અને દરેક રીતની સગવડવાળું જોઇયે, અને અમેરિકામાં હવે તેમજ થાય છે.

આપણે મંદિરો અને દેવળો ઘણાં શોભિતા બંધાયલા અને બંધાતા જોઇયે છીયે. તેનું કારણ બંધાવનારાનો દેવ

તરફનો ભાવ, તથા લોકોને દેવ તરફ આકર્ષવાનો ઉદ્દેશ, હોય છે. તેજ પ્રમાણે પુસ્તકાલયને પણ શ્રી સરસ્વતી માતાનું મંદિર ગણીને પૂજ્ય ભાવથી તેના મકાનની શોભા કરવી જોઇયે. વળી લોકો તે તરફ દોરાય તે હેતુથી પણ મકાનનો દેખાવ સુંદર કરવો જોઇયે.

અમેરિકામાં પુસ્તકાલયનું મકાન બંધાવતા પહેલાંજ લાઇબ્રેરીયનની નિમણુંક થાય છે અને તે તેમાં કેટલાં પુસ્તકો રાખવાનાં છે તથા નિભાવ માટે કેટલી રકમ મળવાની છે, તથા તે ગામની વસ્તિના પ્રમાણમાં જુદા જુદા વિભાગમાં કેટલા માણસો આવવાની આશા રાખી શકાય તે બધા આંકડાઓ કાઢીને, જુદા જુદા કેટલા વિભાગ જોઇયે તે તથા તે દરેક વિભાગ માટે કેટલા મોટા ખંડ જોઇયે તે નક્કી કરે છે. અને ત્યાર પછી શિલ્પીને મકાન બાંધવાનું કામ સોંપવામાં આવે છે. શિલ્પી મકાન શોભાયમાન તથા લોકોને આકર્ષે તેવું તથા તેના કામને માટે લાયકનું થાય તે પ્રમાણે કરવા પ્રયત્ન કરે છે. અને મકાનનું કામ ચાલતું હોય તે દરમિયાન લાઇબ્રેરીયન તથા શિલ્પી સાથે મળીને તેના ઉપર દેખરેખ રાખે છે અને જરૂરી ફેરફારો સૂચવ્યા કરે છે.

લાઇબ્રેરીની ગોઠવણમાં ઘણી વાતો વિચારવાની છે. પ્રથમ તો લાઇબ્રેરીનું મકાન કેવા લત્તામાં જોઇયે તે વિચારવું. લાઇબ્રેરીનો ઉપયોગ જેમ બને તેમ વધારે માણસો લઇ શકે તે વાત ધ્યાનમાં રાખીને તેની જગોને નક્કી

કરવી જોઇયે. સાધારણ રીતે જાહેર મકાનો, કચેરીયો, વગેરે લોકોને રહેવાના લત્તાથી દૂર હોય છે પણ પુસ્તકાલયને તો તેવા લત્તાઓની જેમ બને તેમ પાસે રાખવામાંજ લાભ છે. ત્યાર બાદ પુસ્તકાલયની આસપાસ નાનો સરખો બાગ કરી શકાય તેવી છુટી જગો હોય તો ઘણું સારૂં. તેથી લાઇબ્રેરીને હવા ઉજાશની હરકત પડે નહિ. વળી જે ગામમાં જમીનની કીંમત બહુ વધી ગઇ હોય નહિ ત્યાં તો લાઇબ્રેરીનું મકાન એક માળીયું હોય તોજ સારૂં. પણ જ્યાં જગ્યાની ઘણી તંગી હોય ત્યાં તો માળવાળા મકાનો કરવાંજ પડે. ત્યાર પછી પુસ્તકો કેવી રીતે અંદર ગોઠવવાનું રાખવું તે પણ જોવાનું છે. અમેરિકામાં કેટલેક ઠેકાણે બધાં પુસ્તકો એકજ ઠેકાણે રાખવામાં આવે છે અને વાંચવા માટે જુદા ખંડ રાખેલા હોય છે. કેટલાએક આ ગોઠવણ પસંદ કરતા નથી અને કહે છે કે ચોપડીયો ગોડાઉન માફક ખડકેલી હોય અને જૂદા ખંડમાં જઇને વાંચવાનું હોય તો તેથી લોકોનું ધ્યાન પુસ્તકો તરફ બરોબર દોરાય નહિ. તેથી તેઓ દરેક ખંડમાં ચોપડીયો રાખે છે અને ત્યાંજ વાંચવાની પણ ગોઠવણ કરે છે. મ્હોટી લાઇબ્રેરીઓમાં તો વિષયવાર ખંડજ જુદા રાખે છે અને દરેક ખંડમાં તે વિષયનો ખાસ માહિતગાર માણસ આસિસ્ટંટ તરીકે રોકે છે. પણ આમાં કેટલાએક માણસો અમૂક વિષયોના ખંડમાં પેસેજ નહિ અને તેથી તેઓ તે વિષય તરફ દોરાયજ નહિ. આ કારણથી એક સામાન્ય ખંડમાં

જુદા જુદા વિષયોની સહેલી ચોપડીયો જુદી જુદી છાજલીઓ ઉપર રાખવામાં આવે છે અને વાર્તાનાં પુસ્તકો આમાંનીજ છાજલીઓ ઉપર હોય છે. આમ હોવાથી લોકો જુદા જુદા વિષયો તરફ આકર્ષાય છે અને તે સંબંધી પુસ્તકો વાંચે છે.

લાઇબ્રેરી માટે માળવાળું મકાન હોય ત્યારે સૌથી ઉપર અગાશી કરીને ત્યાં બગીચા જેવું કરવું જોઇયે અને ત્યાં વાંચવા બેસી શકાય તેવી ગોઠવણ થવી જોઇયે. આમ થાય તો લોકો ખુલ્લી હવામાં રહીને વાંચી શકે. વળી લાઇબ્રેરીના મકાનની ગોઠવણમાં એક બીજી વાત પણ જોવાની છે. ચોપડીઓ લઇને કોઇ જતું રહે નહિ તે ઇરાદાથી ચોપડીયો પાછી લેનાર માણસની બેઠક બારણાની પાસેજ હોવી જોઇયે અને કોઇ પણ માણસ તેની નજર તળે આવ્યા વિના બ્હાર નીકળી શકે નહિ તેવી ગોઠવણ રાખવી જોઇયે. બાળકો માટેના ખંડ તો સૌથી નીચલા માળ ઉપરજ રાખવા જોઇયે અને તે મોટાં જોઇયે. લાઇબ્રેરીના દરેક ખંડમાં હવા અજવાળું બરોબર આવે તે માટે પૂરતી સાવચેતી રાખવી જોઇયે. લાઇબ્રેરીનાં પુસ્તકો ભીંતે ભીંતે ખડકવામાં આવે તેથી બ્હારીઓનો સવાલ વિચારવા જેવો થઈ પડે છે. બનતા સુધી બ્હારીઓ ઓછી રાખીને દીવાલના ઉપરના ભાગમાંથી હવા અને અજવાળાની ગોઠવણ કરવામાં આવે છે. લાઇબ્રેરીનું મકાન આગ ન લાગે તેવું કરવું કે નહિ તે એક પ્રશ્ન છે. જે

લાઇબ્રેરીમાં સંગ્રહસ્થાન હોય અને ગમે તેટલા પૈસા ખર્ચ્યા છતાં પણ તેમાંના નમૂનાઓ ફરી લાવી શકાય તેવા ન હોય, તેના મકાન તો પથ્થરનાજ કરવા જોઇયે અને લાકડું બને તેટલું ઓછું વાપરવું જોઇયે. તથા આગ નિષેધક જેટલી વ્યવસ્થા થાય તેટલી કરવી જોઇયે. બાકી સાધારણ રીતે તો વિમો ઉતરાવીનેજ ચલાવવું જોઇયે.

જે ગામોમાં વિજળી મળી શકતી હોય ત્યાં તો વિજળીના દિવા લેવાનું ઠીક થઇ પડે છે. દિવાની ગોઠવણ કરતી વખતે વાંચનારની આંખો ઓછા અજવાળાથી અથવા તો આંખ ઉપર બહુ ઝળકતો પ્રકાશ પડવાથી બગડે નહિ તે જોવાનું છે. લાઇબ્રેરીનો ફરનીચર મજબૂત, ટકાઉ અને તે સાથે શોભિતો હોવો જોઇયે. તે પસંદ કરતી વખતે આ વાત ખાસ ધ્યાનમાં રાખવી.

અમેરિકાની જાહેર લાઇબ્રેરી નામના પુસ્તકમાં તો લાઇબ્રેરી માટેના મકાનના દસેક પ્લાન આપવામાં આવેલાં છે. પણ આપણે તો ફક્ત વડોદરાની મધ્યસ્થ લાઇબ્રેરીના ભાવિ મકાનનું વર્ણન કરીનેજ સંતોષ માનીશું. આ વર્ણન 'બુદ્ધિપ્રકાશ' ઉપરથી લીધું છે. આ મકાન છ ખુણાવાળું અને બે માળનું થશે, જેમાં દરેક વિભાગ પણ છ ખુણાવાળો થશે. મકાનમાં પેસતાં ડાબી બાજુએ મુખ્ય વાંચનશાળા અને તેની ઉપર પડદા ( સ્ત્રીઓની ) વાંચનશાળા થશે. આમાં આશરે ૨૬૦૦૦ રેફરન્સના પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવશે. જમણી બાજુએ મુખ્ય લેક્ચર

હોલ અને તેની ઉપર પડદા ગેલેરી થશે. આમાં સ્ત્રીઓને કેળવવા માટે ભાષણો અપાશે. આ પુસ્તકાલયમાં છોકરાંને માટે સચિત્ર અને આકર્ષક પુસ્તકો મુકવામાં આવશે. તેની સંખ્યા ૧૪૦૦૦ ની થશે. વિદ્વાન વર્ગને શાસ્ત્રીય અભ્યાસ માટે ખાસ જુદા ખંડ રાખવામાં આવશે. શાસ્ત્રીય પુસ્તકોનો જુદો વિભાગ થશે અને તેમાં તેવા વિષયોના આશરે ૭૦૦૦૦ સીત્તેર હજાર પુસ્તકોનો સંગ્રહ રહેશે. ઉપરના માળમાં સમાજ શાસ્ત્રને લગતાં વીસ હજાર પુસ્તકો રહેશે. લૉર્ડ ઓફ મેનેજમેંટનો એક ખંડ રહેશે અને એક સામાન્ય ભાષણો કરવાનો મ્હોટો ખંડ રહેશે. કુલે બે લાખ સાડત્રીસ હજાર પુસ્તકોનો સંગ્રહ આમાં રહેશે.

આપણા દેશમાં સ્ત્રી વર્ગ કેળવણીમાં ઘણો પછાત છે તથા કોઈ કોઈ ઠેકાણે પડદાનો, તેમજ લાજનો રિવાજ હોવાથી સ્ત્રીઓ તરફ ખાસ લક્ષ આપવાની અગત્ય છે. અને તે માટે જેમ બાળ વિભાગ જુદા રાખવામાં આવે છે તેજ પ્રમાણે સ્ત્રી વિભાગો જુદા રાખવા જોઇયે. આ વાત વડોદરામાં વિસરાઇ નથી અને ત્યાં આગળ પડદા લાઇબ્રેરીનો ખંડ રાખવામાં આવ્યો છે તથા પડદા ગૅલેરી રાખી છે તે ઘણાજ સંતોષની વાત છે. દરેક નવી લાઇબ્રેરી બંધાતી હોય ત્યાં આનું અનુકરણ થાય તે ઇચ્છવા જોગ છે. અને તે ઉપરાંત કન્યાશાળાને અંગે અથવા તો વનિતા વિશ્રામ, સેવા સદન કે સ્ત્રીઓની કલબોને અંગે પણ સ્ત્રીઓ માટે ખાસ લાઇબ્રેરીઓ રાખવી જોઇયે. સ્ત્રીઓની બાબતમાં ફરતાં પુસ્તકાલયથી ઘણું કામ થઇ શકે. કારણ

કે ઘરની બહાર નિકળ્યા વગર હેમને વાંચન પૂરૂં પાડી શકાય. પરંતુ લાઇબ્રેરીમાં જવાના લાભ ઘણાજ છે અને તે માટે બનતા સુધી તો સ્ત્રીઓ સામાન્ય લાઇબ્રેરીઓમાં જાય તેવો યત્ન કરવો જોઇયે.

---

# આંધળાઓ માટે પુસ્તકાલય.

આપણા દેશમાં તો દેખતા અને ભણેલા માણસો માટે પુસ્તકાલય પુરતી સંખ્યામાં નથી તો બિચારા આંધળાની તો વાતજ શી કરવી. આંધળા–ખાસ કરીને જન્મથી આંધળાઓને તો જાણે તેઓ મનુષ્યજ નથી તેમ ગણવામાં આવતા હતા. પરંતુ હવે તો એમ સાબિત થઇ ચુકયું છે કે જેવા બીજા મનુષ્યો છે તેવાજ આંધળા છે. અને ફક્ત આંખ સિવાયની તેમની બધીજ ઇંદ્રિયો દેખતાના જેવીજ હોય છે અને કેટલીક તો જરૂર પડવાને લીધે દેખતા કરતા ઉલટી વધારે તીવ્ર થયેલી હોય છે. અને તેમના બુદ્ધિ અને મગજ કોઇ પણ રીતે દેખતા માણસથી ઉતરે તેવાં નથી. પશ્ચિમ તરફના દેશોમાં આંધળાઓને શીખવવાનો વિચાર કરવામાં આવ્યો ત્યારે આંખને બદલે એટલે અક્ષરો જોવાને બદલે અડકીને વંચાય તેવી ગોઠવણ કરી સામાન્ય મૂળાક્ષરોનેજ કાગળ ઉપર ઉપસાવી કાઢવામાં આવ્યા. આ ગોઠવણથી વંચાયુ ખરૂં પણ વાંચવાનું બહુજ અઘરૂં પડયું. ત્યાર પછી ઉપસાવેલી લીપીઓના નવા મૂળાક્ષર રચવામાં

આવ્યા. અને છેવટે બ્રેઇલ નામના એક ફ્રેંચે ઉપસાવેલા ટપકા અથવા મીંડામાં મૂળાક્ષર લખવાની યોજના કરી. આ બ્રેઇલ લિપિ લોકોને ઘણી પસંદ પડી અને તે લગભગ સર્વમાન્ય થઇ. પરંતુ તેજ ધોરણ ઉપર અમેરિકામાં સહેલાઇને ખાતર બીજી લિપિ રચાઇ અને તેને અમેરિકન બ્રેઇલ કહેવામાં આવે છે. આ ઉપરાંત ટપકાની મૂળાક્ષરની એક બીજી પણ લિપિ અમેરિકામાં ચાલે છે.

આપણા દેશ કરતા પશ્ચિમ તરફ કેળવણીનો પ્રચાર વિશેષ હોવાથી તથા આંધળાઓ માટે શાળાઓની વ્યવસ્થા પણ ઘણી હોવાથી ત્યાં આગળ લગભગ બધાજ આંધળાઓ થોડા ઘણા કેળવાયલા છે. આ કારણને લીધે ત્યાં આગળ અંધ માટે સામાન્ય સાહિત્યના, વાર્તાના તથા બીજા પુસ્તકો તેમની લિપિમાં રચવામાં આવે છે. આ પુસ્તકો ઘણા મોંઘા પડે છે, અને તેજ કારણને લીધે જુદી જુદી લિપિઓ કરતા આંધળાઓને માટે ફક્ત એકજ લિપિ હોય તો ઠીક થઇ પડે. અમેરિકામાં કેટલીક મોટી લાઇબ્રેરીઓમાં આંધળાના પુસ્તકો રાખવામાં આવે છે અને અંધવિભાગ ખાસ જુદો રાખવામાં આવે છે. આ વિભાગની અંદર પુસ્તકોની યોજના લિપિવાર હોય છે. અને તેની દેખરેખ રાખનાર બાઇને અંધલિપિ ઘણી સારી રીતે આવડતી હોય છે. આંધળાઓ માટે તેમનીજ લિપિમાં પુસ્તક પત્રક હોય છે. આમાંથી આંધળાઓ પોતાના વાંચન માટે પસંદ કરે છે. આંધળાઓને સંગીત શક્તિની જાણે નૈસર્ગિકજ બક્ષીસ હોય છે. અને તેમની લિપિમાં ગાયનના તથા નોટેશન

પુસ્તકો ઘણા છે, અને જેટલા કુલે પુસ્તકો આંધળાઓ લાઇ-બ્રેરીમાંથી લે છે તેમાંના અડધો અડધ ગાયન હોય છે. સામાન્ય લાઇબ્રેરીમાં આવા પુસ્તકોનું પ્રમાણ એક ટકાનું હોય છે. આ ઉપરાંત અમેરિકામાં આંધળાઓને વાંચવા માટે જુદી સગવડ છે. તેઓના પુસ્તકો ઘણા મોંઘા હોવાને લીધે તથા કદમાં આઠ ઘણી વધારે જગ્યા રોકતા હોવાથી બહુ ઓછી લાઇબ્રેરીઓમાં તે હોય છે. તથા આંધળાઓને દૂરની લાઇબ્રેરીઓમાં જતા ઘણી અડચણ પડે છે. આ કારણોથી આંધળાઓને ટપાલમાં પુસ્તક મોકલવામાં આવે છે. અમેરિકાનું સરકારી ટપાલ ખાતું આંધળા માટેના પુ-સ્તકો મફત લઈ જાય છે અને આંધળાને શરનામે પેહોંચતા કરે છે. ન્યુયોર્ક લાઇબ્રેરીના અંધવિભાગમાં એક વર્ષે ૧૨૮૧૫ પુસ્તકો વંચાયા હતાં. આમાંનાં ૮૫૫૮ ટપાલને રસ્તે મો-કલવામાં આવ્યા હતા. આ ઉપરથી ત્યાં આગળ આંધળાઓ બાબતમાં પણ કેટલું લક્ષ અપાય છે તે જણાઈ આવે છે.

આપણે ત્યાંતો આંધળાઓમાં કેળવણી જ નથી તો પછી લાઇબ્રેરાની તો વાતજ શી કરવી. ડૉ. નિલકંઠરાય ડાહ્યાભાઈ છત્રપતિએ બ્રેઇલ લિપિના ધોરણ ઉપર ગુજરાતી મૂળાક્ષરો રચ્યા છે અને પ્રાથમિક શાળા જેટલું જ્ઞાન અ-પાય તેટલાં પુસ્તકો પણ તૈયાર કરેલાં છે. મુંબાઇની વિક્ટો-રીયા જ્યુબિલિ સ્મારક અંધશાળામાં આંધળાને શિક્ષણ અપાય છે. દરેક દેશીજનનું કર્તવ્ય છે કે આ શાળાને ગૂજરાતના દરેક ભાગમાં જાણીતી કરવી અને બને તેટલા આંધળાઓને ત્યાં

જવા લલચાવવા. આમ થશે તો એ લોકોમાં કેલવણીનો પ્રસાર થશે, એમના જીવન સુધરશે અને એમનામાં પણ પણ કોઈ ઉત્તમ બુદ્ધિવાળા હશે ત બ્હાર નિકળી આવશે. એ લોકોમાં કેળવણી પ્રસરે ત્યાર પછીજ તેમને માટે લાઇબ્રેરીનો આપણે અહિંતો વિચાર કરવાનો છે.

---

# લાઇબ્રેરીયનં માટેનું શિક્ષણ.

લાઇબ્રેરીની વ્યવસ્થા ઉત્તમ રીતે ચલાવવી હોય તો લાઇબ્રેરીયનોને તેમના પોતાના કામનું શિક્ષણ આપવું તે ઘણું જરૂરનું છે. કૉલેજની કેળવણી લીધેલા માણસોને એકાદ બે વર્ષનું ખાસ શિક્ષણ આપવામાં આવે, તે તથા થોડો વખત સુધી લાઇબ્રેરીની અંદરજ બધું કામ તેને બતાવવામાં આવે તો તે ઉત્તમ લાઇબ્રેરીયન નિવડે. આ રીતની લાઇબ્રેયનના કામની ખાસ કેળવણી આપવાની શરૂઆત અમેરિકામાં ન્યુયૉર્ક લાઇબ્રેરીવાળા ડૉ. ડયુઇયે સને ૧૮૮૭ માં કરી હતી. તે વખત પછી તો આ કેળવણી આપવાનું ઘણે ઠેકાણે અને ઘણી રીતોએ શરૂ થયું. હાલમાં તેના ત્રણ પ્રકાર ગણાવી શકાય તેમ છે.

૧. લાઇબ્રેરીની ખાસ શાળાઓ. આ શાળાઓને યુનિવરસીટી અથવા કેળવણીની તેવીજ કોઇ સંસ્થા સાથે સંબંધ હોય છે. આમાં સાધારણ રીતે બે વર્ષનો અભ્યાસક્રમ હોય છે, અને દરેક શાળાને કોઇ કોઇ લાઇબ્રેરી સાથે

સંબંધ હોય છે, તેમાં વિદ્યાર્થીને ચાલુ કામનો અનુભવ આપવામાં આવે છે. આ કામ સારૂ ઘણું ખરૂં ગ્રેજ્યુએટ થઇને વિદ્યાર્થીઓ જાય છે, અને કેટલીએક શાળાઓમાંથી B. L. S ની પદ્વી મળે છે.

૨. લાઇબ્રેરી કામ શીખવનાર ઉન્હાળાની શાળાઓ. આખા વર્ષમાં ફક્ત ઉન્હાળાની રજાઓમાંજ જેને શિક્ષણ લેવાની ફુરસદ હોય છે તેમને માટે આ શાળાઓ સગવડ ભરી છે. આમાં લાઇબ્રેરીમાં કામ કરતાં આસિસ્ટંટ વધુ જ્ઞાન માટે જાય છે. આવી શાળાઓ કોઇ લાઇબ્રેરી કે શાખા લાઇબ્રેરીને અંગે હોય તો ઘણો લાભ થાય.

૩. લાઇબ્રેરી શિક્ષણના ખાસ વર્ગો પણ ચાલે છે, આમાં દિવસના અમૂક ભાગમાં શિક્ષણ અપાય છે અને આખો દિવસ જેને ફુરસદ ન હોય તેવા માણસો આનો લાભ લઇ શકે છે. પહેલા લાઇબ્રેરીની અંદરજ શીખાઉ માણસો રાખવામાં આવતા હતા અને પુસ્તક જ્ઞાનમાં મુખ્ય લાઇબ્રેરીયન તેમને દોરતો હતો. હવે આ ઓછું થઇ ગયું છે અને આવા વર્ગો તેને બદલેજ સ્થપાયા છે.

લાયબ્રેરીયનનો ધંધો ઘણો ઉત્તમ છે અને શિક્ષકના, વકીલના તથા દાક્તરના ધંધાની બરોબરીનો તેને ગણવો જોઇયે. પણ આ બધા ધંધા કરતા જાત મહેનતનું કામ લાઇબ્રેરીયનને વધારે પ્રમાણમાં કરવાનું હોય છે. નહિતો સમાજની નજરમાં તે ધંધો શિક્ષક જેટલો ઉપયોગી ગણાવો જોઇયે. કારણ કે તેનું કામ પણ શિક્ષણને અર્થેજ છે.

પગારની બાબતમાં પણ લાઇબ્રેરીયનને શિક્ષક કરતા ઓછો પગાર મળવો જોઇયે નહિ. જો ઓછો પગાર હશે તો ટાલણુ ટોલણુનો કચરોજ લાઇબ્રેરીયનનું કામ સ્વીકારશે. આ કામ શીખવનારી શાળાની ગોઠવણુ એવી હોવી જોઇયે કે જે એ કામ માટેના લાયક હોય તે તેના બધા વર્ગોમાંથી પસાર થઈ શકે નહિ. વળી લાઇબ્રેરીયન પસંદ કરતી વખતે તેના શિક્ષણુ ઉપરાંત તેનો સ્વભાવ, ખુશમિજાસ અને કામ કરવાની દાનત બાબત પણુ તપાસ કરવી જોઇયે, નહિતો તે માણુસ ઉપયોગી થઇ પડશે નહિ.

આપણા દેશમાં તો હાલ તરત લાઇબ્રેરીઓની સંખ્યા ઘણીજ નાની છે એટલે લાઇબ્રેરીનું ખાસ શિક્ષણુ આપી શકાય તેમ નથી. વડોદરા રાજ્યમાં લાઇબ્રેરીની સંખ્યા વધી છે અને તેથી ત્યાં આગળ ગ્રેજ્યુએટ તથા અંદર ગ્રેજ્યુએટ માટે શિક્ષણુનો એક વર્ગ કાઢવામાં આવ્યો હતો. વળી મહારાજા ગાયકવાડે અમેરિકાથી સુશિક્ષિત લાઇબ્રેરીયન બોલાવ્યો હતો તેજ આ કલાસ ચલાવતો હતો. તે ઉપરાંત કેટલાએક સદ્‌ગૃહસ્થોને લાઇબ્રેરીનું શિક્ષણુ લેવા ઇંગ્લાંડ તથા અમેરિકા પણુ મોકલવામાં આવ્યા છે. મુંબાઈ યુનિવરસીટીયે પોતાની લાઇબ્રેરી માટે એક યુવકને ખાસ સ્કૉલરશીપ આપી ઇંગ્લાંડ શિક્ષણુ લેવા મોકલ્યો છે. આ રીતે ધીમે ધીમે ખાસ કેળવાયલા લાઇબ્રેરીયનની સંખ્યા વધે છે અને જો લાઇબ્રેરીની સંખ્યા વધશે તો તો મુંબઇ યુનિવરસીટી મારફતેજ લાઇબ્રેરીના શિક્ષણુની કાંઇક ગોઠવણુ

વ્હેપારી શિક્ષણની કૅાલેજ સાથે કરવાની આશા આપણે વ્યાજબી રીતે રાખી શકીશું.

---

# લાઈબ્રેરીયનનાં મંડળો.

અમેરિકા દેશ એવો છે કે ત્યાં એક કામ હાથમાં લેવાય છે તો તેને સર્વ રીતે સંપૂર્ણ બનાવવા માટે પૂરતા પ્રયત્ન દરેક રીતે કરવામાં આવે છે. લાઇબ્રેરી સંબંધમાં જ્ઞાન શી રીતે વધારવું, સગવડો શી રીતે વધારવી તથા ખર્ચ કેવી રીતે ઓછું કરવું વગેરે બાબતોનાં વિચાર કરવા માટે ત્યાં લાઇબ્રેરીયનોનાં જુદી જુદી જાતનાં મંડળો થયાં છે. આ મંડળોમાં સૌથી ઉત્તમ અને આગળ પડતું મંડળ તે " અમેરિકન લાઇબ્રેરી એસોસિએશન છે. " ત્યાર બાદ ત્યાંના જુદા સ્ટેઇટો–પરગણાં–ની એસોસિએશનો છે. અમેરિકન લાઇબ્રેરી એસોસિએશન એ આખા દેશ સમસ્તનું સામાન્ય મંડળ છે. અને સ્ટેઇટ એસોસિએશન તો એક એક યા બે કે ત્રણ સ્ટેઇટનાજ લાઇબ્રેરીયનોનું મંડળ છે. ત્યાર પછી ત્યાં લાઇબ્રેરી કલબો છે. સાધારણ રીતે આ કલબ એકજ ગામના લાઇબ્રેરીયનોની હોય છે. આ ઉપરાંત લાઇબ્રેરીની અંદરના પણ કાંઇક ખાસ કામ સંબંધી ઉભા થયલા મંડળો પણ હોય છે. અને " અમેરિકન લાઇબ્રેરી ઇન્સ્ટીટયુટ " નામનું મંડળ છે તે આ બધા વર્ગોથી નિરાલુંજ છે. આ મંડળ લાઇબ્રેરીઓના ઉપરીઓનું મૂખ્ય

ત્વે કરીને બનેલું છે. આ સિવાય એકજ લાઇબ્રેરીમાં કામ કરતાં માણસોનાં પણ મંડળો હોય છે. અને પોતાનું જ્ઞાન વધારવા તેઓ વારંવાર એકઠાં મળીને ચર્ચાઓ કરે છે.

સને ૧૮૫૩માં એંશી લાઇબ્રેરીયનની એક પરિષદ્ ન્યુયૉર્કમાં મળી. તેમાં એક લાઇબ્રેરી એસોસિએશન કાઢવાનો વિચાર થયો. ત્યાર પછી ત્રેવીસે વર્ષે એટલે ૧૮૭૬ માં ફીલાડેલ્ફીયા ખાતે ફરીથી એક પરિષદ્ મળી ત્યાં આગળ અમેરિકન લાઇબ્રેરી એસોસિએશનનીસ્થાપના નક્કી થઈ. અને લાઇબ્રેરી જર્નલ નામના એક પત્રને તેનાં મૂખ તરીકે સ્વીકારવામાં આવ્યું. છેક ૧૯૦૭ સુધી તેમ ચાલ્યું અને પછી આ એસોસિએશને પોતાનુંજ બુલેટીન બ્હાર પાડવા માંડયું. દેશ પરદેશના લાઇબ્રેરીયનોની એક મહા પરિષદ્ ભરાઇ અને ત્યાં યુનાઇટેડ કીંગડમની લાઇબ્રેરી એસોસિએશનની સ્થાપના થઇ. આ વખત પછી તો લાઇબ્રેરી સંબંધી જાગૃતિ ચોપાસ ઘણીજ વધી અને આવી અનેક પરિષદો ભરાઇ.

અમેરિકન લાઇબ્રેરી એસોસિએશન એ ઉપર કહ્યું તેમ એક ઘણુંજ અગત્યનું મંડળ છે. તેમાં લાઇબ્રેરી સંબંધી તેમજ નવાં તથા જુનાં પુસ્તકો સંબંધી જ્ઞાન મળી શકે તેવી સંપૂર્ણ ગોઠવણ કરવામાં આવી છે. ત્યાં આગળ લાઇબ્રેરીના મકાનના પ્લાનનો પણ મોટો સંગ્રહ રાખવામાં આવે છે અને તે ઉપરાંત બીજી ઘણી બાબતોનું જ્ઞાન આપી શકે તેવા માણસો ત્યાં રોકવામાં આવેલા છે. હાલ-

માં તો ધીમે ધીમે આ મંડળનું કર્તવ્ય ક્ષેત્ર ઘણુંજ વિશાળ થઇ ગયું છે અને તેના ઘણા પેટાભાગ થઈ ગયાં છે. પુસ્તક પ્રસિદ્ધિનું કાર્ય પણ ત્યાં થાય છે. આ કાર્યને મી. કાર્નેગીની રૂ. ત્રણ લાખની ઉદાર મદદથી ઘણું ઉત્તેજન મળ્યું છે. લાઇબ્રેરીને ઉપયોગી સાહિત્યની વૃદ્ધિ ત્યાં થયા કરે છે અને તે ઉપરાંત પત્રકો, કાર્ડો, છાપેલા નંબરો વગેરે સામટા છપાવીને જુદી જુદી પુસ્તક શાળાઓને વેચવામાં આવે છે. આથી તે ઘણાંજ સસ્તાં પડે છે, અને સગવડ પણ ઘણીજ મળે છે.

સને ૧૮૮૬માં આ એસોસિએશનને અંગે જુદા જુદા વિભાગ કરવાનો આરંભ થયો. પછી ૧૮૮૯ માં રેફરન્સ વિભાગ તથા લાઇબ્રેરીનું શિક્ષણ આપવાની કૅાલેજ થઇ- ૧૯૦૦માં કેટલોગ તથા બાળવિભાગ થયા અને ૧૯૦૯ માં શિક્ષણ શાળા સ્થપાઇ. આ ઉપરાંત એનું એક પત્રક નીકળે છે તથા દર વર્ષે પરિષદ મળે છે. તે એક અઠવાડીયું ચાલે છે. અને તેમાં લાઇબ્રેરી સંબંધી કામ કરવા ઉપરાંત રમત ગમત તથા આનંદ આરામ મેળવવાની પણ ગોઠવણ થાય છે. આ વાર્ષિક પરિષદ ઉપરાંત જુદા જુદા જીલ્લાઓ અને પરગણાઓમાં પ્રાંતિક પરિષદો પણ મેળવવામાં આવે છે અને તેમાં લાઇબ્રેરી એસોસિએશનના પ્રતિનિધિ જાય છે. આ એસોસિએશનમાં જે પણ કોઇ માણસ લાઇબ્રેરી સંબંધી વિષયમાં રસ લેતા હોય તે મેમ્બર થઇ શકે છે. તે ઉપરાંત નાનાં નાનાં મંડળો પણ સામટા મેમ્બર થઇ શકે છે. અને તેની ફી પણ બહુ ભારે નથી.

આ ઉપરાંત ત્યાં બીજાં અનેક પ્રકારના મંડળો હોય છે અને તેઓ પણ પરિષદો મેળવે છે. પણ આ સઘળી પરિષદોમાં કાંઇ લાયબ્રેરીના નોકરો જઇ શકતા નથી અને જઇ પણ શકે નહિ. તેઓ દરેક જણ પોતાની લાઇબ્રેરીની સગવડે રજા લઇ એકાદ પરિષદમાં જાય છે તથા બે કે ત્રણજ સંસ્થાના મેમ્બર થઇને પણ એકાદજ સંસ્થાની અઠવાડિક સભાઓમાં હાજરી આપી શકે છે પરંતુ લાઇબ્રેરીઓ સંબંધી પ્રગટ થતાં પત્રો અને માસિકો મારફતે તેઓ બધી બીનાથી માહિતગાર રહી શકે છે. વળી લાઇબ્રેરી કલબો હોય છે તેમાં તો આરામના તથા રમતગમતના સાધન હોય છે એટલે તો જ્યારે જ્યારે ફુરસદ હોય ત્યારે થાકેલાં છતાંએ ત્યાં તો જઇ શકાય છે. અને ત્યાં બધા લાઇબ્રેરી સાથે સંબંધ ધરાવતાંજ માણસો હોવાથી તે સંબંધી વાતચીત કરી શકાય છે.

કેટલાએક લાઇબ્રેરીયનનોના મનમાં એમ આવ્યું કે અમેરિકન લાઇબ્રેરી એસોસિએશનનો કારભાર ઘણોજ વધી ગયો છે તથા તેમાં જ્ઞાન ચર્ચા બરોબર થઇ શક્તી નથી પણ ફક્ત વ્યવહારિક મદદજ મળે છે. આ ઉપરથી તેઓએ ધી અમેરિકન લાઇબ્રેરી ઇન્સ્ટીટ્યુટ નામનું મંડળ ઉભું કર્યું. આ મંડળમાં ફક્ત લાઇબ્રેરીઓ અને તેને લગતાં વિષયો સંબંધી વિદ્વત્તાભરી જ્ઞાન ચર્ચા કરવામાં આવે છે. આ સંસ્થા પણ પોતાનું કામ સારી રીતે કર્યે જાય છે.

આપણા આ નાનકડા પુસ્તકનો વિષય પણ હાલ તરતને માટે તો અહિંજ પૂરો કરવામાં આવે છે. હવે સર્વ-

તરફથી સ્વીકારવામાં આવ્યું છે કે લાઇબ્રેરી તે લોક સમસ્તની યુનિવરસીટી છે. લાઇબ્રેરી તે જ્ઞાન પ્રસારનું મુખ્ય અને અગત્યનું સાધન છે. અને લાઇબ્રેરી તે દરેક સુધરેલા અને આગળ વધવા ઇચ્છનાર લોકોને અવશ્યક સંસ્થા છે. આવા વિચારોને પરિણામે આપણા દેશમાં લાઇબ્રેરી ઘણી વધશે જ એમાં મ્હને સહેજ પણ શંકા નથી. તો આવા લાઇબ્રેરી સંબંધે નવીન જાગૃતિના સમયમાં તે સંબંધી કાંઇક વધુ જ્ઞાનનું સાધન મ્હારા દેશભાઇઓ આગળ રજુ કરવું તે મ્હારૂં કર્ત્તવ્ય છે એમ લાગવાથી આ સર્વે આગળ રજુ કર્યું છે. આશા છે કે આપણા સમાજમાં આવા નાનકડા નહિ પણ લાઇબ્રેરી સંબંધી મોટાં સમર્થ પુસ્તકોની અગત્ય ઉભી થશે અને તે પૂરી પણ પડશે. પ્રજામાં સતત્ જ્ઞાનનો પ્રસાર વધ્યાજ કરો, એજ અંતિમ પ્રાર્થના !



# રવિકાંત, ભાગ ૧ લો.

---

સન્માર્ગદર્શક સુબોધમય રસમય ગ્રંથ.

આ પુસ્તક વિષે **રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી** લખે છે કે:—પુસ્તક ઉત્તમ પ્રકારના સહ્‌સુબોધને આપવાવાળું છે. ગ્રંથકારે "**ચંદ્રકાન્ત**"ના લેખકની શૈલી આદરી છે. દાન, ભક્તિ, પરોપકાર, કર્મ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર ઇત્યાદિ વિષયોનું વિવેચન ઘણુંજ રસિક અને અસરકારક રીતે કર્યું છે. જીવનયાત્રા સફળ કરવાનો ઉત્તમ માર્ગ કયો છે તે આમાં બહુ સારી રીતે પ્રતિપાદન કર્યું છે. કર્મ, જ્ઞાન તથા ભક્તિ અન્યોન્ય સાથે કેવો સબંધ ધરાવે છે તે આ ગ્રંથમાં સ્પષ્ટ કર્યું છે. દરેક પાનામાં જીવન સુખમય અને સાધુ કરવાનો માર્ગ જોવામાં આવશે.

મ્હોટી સાઇઝનાં ૪૨૦ પૃષ્ટ સોનેરી નામવાળું પાકું પુઠું કી. રૂ. ૨-૦-૦ ( પોસ્ટેજ ) ૦-૫-૦ લખો:—

**બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.**

રીચીરોડ—**અમદાવાદ.**

